# ધ્વજારોપણ

અથવા

# બારડોલીનો ધનુષ્યટંકાર

( એક નાટક )



નર્મદાશંકર પંડ્યા

બંગાળામાં નૈતિક અને સામાજિક ક્રાન્તિ કરનાર

# પ્રેમાવતાર ચૈતન્યદેવ

લેખક: નર્મદાશંકર પંડ્યા

આ મહાપુરુષનું જીવનચરિત્ર આજની પરિસ્થિતિમાં અને

# ધ્વજારોપણ

અથવા

# બારડોલીનો ધનુષ્યટંકાર

( એક નાટક )

નર્મદાશંકર પંડયા



ગાંધીજી હીરક મહોત્સવ દિન ] ૧૯૮૫ [ભાદરવા વદ ૧૨. સોમવાર

મુદ્રક અને પ્રકાશક:
[illegible] ઝવેરભાઈ [illegible]
નવયુગ મુદ્રણાલય, લીમડાચોક–સૂરત.



કિંમત:

ગ્લેઝ કાગળ ૦–૫–૦ રફ કાગળ ૦–૪–૦

# પ્રસ્તાવના

આ નાના લેખને નાટકનું નામ આપવાની મારી હિંમત ચાલતી નથી. એ નાટક કહેવાય કે નહિ તે તો સાક્ષરો જાણે. મેં તો બારડોલીની જનતાનાં વિવિધ પ્રકારનાં સ્વરૂપોને આ રીતે રજૂ કર્યાં છે.

મહાત્મા ગાંધીજીના હીરક મહોત્સવને પ્રસંગે ભજવવાને માટે સૂરતના પાટીદાર વિદ્યાર્થી આશ્રમના વિદ્યાર્થીઓએ મારી પાસે એક નાના સંવાદની માગણી કરી. મેં તેમનાં સાધન અને શક્તિનો વિચાર કરીને બારડોલી સત્યાગ્રહના કેટલાક પ્રસંગોને નાટકના રૂપમાં ભજવી શકાય એવી રીતે ગોઠવ્યા પણ તે જોયા પછી કેટલાક મિત્રોએ એવી સૂચના કરી કે તેમાં બારડોલીની પ્રજાની આઠ નવ વર્ષની જાગૃતિનાં દૃશ્યો ઉમેરીને આખા સત્યાગ્રહ કાંડનો ચિતાર આપવો. તે ઉપરથી મેં અસલ લેખમાં ઘટતો ફેરફાર કરીને નવા પ્રવેશો અને પાત્રો ઉમેરીને અસલ લેખના કલેવરમાં ખૂબ વૃદ્ધિ કરી છે.

બારડોલીની સાચી રંગભૂમિના નટો મારી નજર આગળ છે. તેમાંના ઘણાખરા મારા જૂના મિત્રો અને સાથીઓ છે. તેમના વ્યક્તિત્વને પડદા પાછળ રાખવાનો પ્રયત્ન કર્યો છે તો પણ કોઈ કોઈ વાર બહાર ડોકીયું કરી જાય છે.

પંદર દિવસની અંદર લખવાની અને છપાવી નાખવાની જરૂર હોવાને લીધે લેખક છેવટની પીંછી મારીને જે સફાઇ લાવી શકત તે નથી આવી.

આ આખો લેખ તળપદી લોકભાષામાં જ મૂકયો છે. કેટલીક જગ્યાએ લોકભાષા બરાબર સચવાઇ નથી.

સૂરત
ગાંધી જયંતિ ૧૯૮૫ }

નર્મદાશંકર પંડયા

# પાત્રો

નાગરજી—વિક્રમપુરનો વતની અને બારડોલી તાલુકાનો મુખ્ય કાર્યકર્તા

ગોકળભાઇ } બારડોલી તાલુકાના કાર્યકર્તા
ડાહ્યાભાઇ- }

દેવકુમાર—વિક્રમપુરનો વતની અને કોલેજમાં ભણતો એક દેશભકત યુવાન

ગણપતિરામ-દેવકુમારનો પિતા

વનેચંદ—વિક્રમપુરનો શાહુકાર

ગુલાબચંદ- ,, ,,

પાનીઓ—વનેચંદનો ભત્રીજો

રામાજી— ગુલાબચંદનો પિતા

સુધીર— દેવકુમારનો મિત્ર અને સહાધ્યાયી

અનિલ— ,, ,,

નવલશા— ,, ,,

રામભાઇ—વિક્રમપુરનો આગેવાન કણબી

ગોવન—
ધનો—
કાળા— વિક્રમપુરના ખેડૂતો
ગબો—
જીવણ—
હરિ પરાગ-
નાથુ—

રણછોડ—
ભીખો—
પરાગજી -
સુલેમાન- વિક્રમપુરના સ્વયંસેવકો
કલો—
સોમો—
અમથો—

પદ્મકાંત—મુંબઇનો એક ગૃહસ્થ

નારણ
મોરાર
લલ્લુ દાજી માધવપુરના ખેડૂતો
નરસૈં
મકનજી
જીવણજી

નેમચંદ—
જોધાજી— માધવપુરના શાહુકાર

શીવલો—વિક્રમપુરનો દૂબળો
કોહલો— ,, ,,
વેવલો— વિક્રમપુરની નજીકના ગામડાનો ચોધરો અને વનેચંદનો આસામી
દીવાળી—વિક્રમપુરની શૂરવીર કણબણ
પ્રેમીડાસી—રામભાઇ પટેલની ઘરડી મા.
વીજકોર—વનેચંદની સ્ત્રી
શીરીનબાઇ—મુંબઇની પારસી યુવતી
નવાજબાઇ— ,, ,,

છોકરાઓ, ખેડૂતો અને ચોધરા ભગતોની ટોળીઓ.



# ધ્વજારોપણ



## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો

સ્થળ: **વિક્રમપુર**

[ વનેચંદ શેઠ નામું લખતા બેઠા છે. ]

**વનેચંદ:**—આ પાનીઆને તે શું કહેવું? અરાઢ વરસનો આખલો થાઓ તેએ હજી એને અક્કલ ના આવી. એના જેવડા બીજા વાણીઆના દીકરા તો બાપનો વેપાર સંભાળી બેઠા છે અને આ પાનીઓ હજી કુંભાર જેવો રહ્યો! અલ્યા પાનીઆ—આ—આ—ઓ પાનીઆ!

**પાનીઓ:**—(બીજા ઓરડામાંથી) ઓ બાપા!

**વનેચંદ**—(ચાળા પાડીને) ઓ બાપા આ આ આ! તે ત્હાં રહ્યો રહ્યો શું ભૂકેછ? અહિં ટળને અહિં.

(પાનીઓ બ્હીતો બ્હીતો પ્રવેશ કરે છે. હાથમાં દાતણ છે અને દાતણ કરતાં કરતાં બધે થૂંકે છે.)

**પાનીઓ:**—શું કહો છો, બાપા !

**વનેચંદ:**—મોંકાણ તારી ! તું હજી ગધેડા જેવો જ રહ્યો. [ધીમેથી] આ કોહ્યલા કાળીઆના ગણોતના રૂપીઆ જમે કર્યા અને એવા એવા બીજા જમે કરતો ફરે છે તે તારા બાપ ઈનકમ ટેક્શવારા આવકવેરો વધારી મૂકશે ત્યારે પોક મૂકીને રડજે.

**પાનીઓ:**—(થૂંકતાં થૂંકતાં) પણ બાપા ! તમે જ કહ્યું'તું ને કે આપણે ત્યાં કોઈ આપી જાય તો જમે કરવા અને લઈ જાય તે ઉધારવા. (પાછો થૂંકે છે.)

**વનેચંદ:**—તારા બાપનું બૂધવારિયું. એ તો આપણા ઘરના ચોપડામાં કરવાનું. સરકારમાં બતાવવાના ચોપડામાં (કાનમાં કહે છે)–તે તારૂં ભાન ક્યાં બળી ગીયું ?

**પાનીઓ:**—પણ બાપા ! એ તો જૂઠું જ કહેવાયને ?

**વનેચંદ:**—(ચાળા પાડીને) જૂઠું જ કહેવાયને ? મોટો સતનો ડાંડીઓ થઇને આવ્યો તે ? તારો બાપ એમ સત સત કરતો'તો તે ભીખારી થઇને મૂઓ. એવા સતીઆ તો કંઈ ભીખ માગતા થઈ ગીઆ.

**પાનીઓ:**—(થૂંકતાં થૂકતાં) અંતે સતનો જય અને પાપનો ક્ષય.

**વનેચંદ:**—તું કાળું કર મારા મ્હોં આગળથી. મને શીખામણ દેવા આવ્યો છે ! બાપ તો રવડતો મૂકીને મરી ગયો. હું ના હોત તો તને રોટલાના જ હાંહા પડત. કાલે સવારે જૂદો કાઢીશ ત્યારે બધી ખબર પડશે.

**પાનીઓ:**—એમાં શું ? થોડું મલશે ને થોડું ખાઇશું. મને મારો ભાગ જૂદો કાઢી આપો. (પાછો થૂંકે છે.)

**વનેચંદ:**—(દાંતીઆં કરીને) તારો ભાગ ! તારા ભાગમાં બળ્યું છે શું ? તારો બાપ—

**પાનીઓ**—મારા બાપના અડધા ભાગનો ધણી હું ખરો ને ?

**વનેચંદ:**—તારી મા શીખવે છે તેમ બોલતાં શીખ્યો કે ? તારો બાપ દેવું મૂકીને મરી ગીયો તે દેવું મેં ધોયું મેં. અને તને ભાઇનો દીકરો જાણીને ઉછેરીને મોટો કર્યો તેનો આ બદલો ? નગુણાં હરામખોરો !

**પાનીઓ:**—મારા બાપાએ ક્યા સટ્ટા કરેલા કે દેવાદાર થઈને મરી ગયા કહો છો ?

**વનેચંદ:**—તે ચોપડામાં હશે તે નીકળશે.

**પાનીઓ:**—ચોપડો લખનાર તો તમે જ ને ?

[વનેચંદ મારવા જાય છે એટલામાં "શેઠ છો કે ?" એવો બહારથી અવાજ આવે છે. વનેચંદ જગ્યાએ બેસી જઈને ચોપડાનાં પાનાં ઉકેલવા મંડે છે. ગણુપતિરામ શુક્લ પ્રવેશ કરે છે. ]

**વનેચંદ:**—કોણ ? ગણુપત મહારાજ! આતો કંઇ સવારના પહોરમાં ?

[પાનીઆને ચાલ્યા જવાની ઇસારત કરે છે. પણ તે બે ડગલાં ખસીને ઉભો રહે છે.]

**ગણુપતિરામ:**—કેમ કાંઇ કાકો ભત્રીજો સવારમાં જ—

**વનેચંદ:**—એ તો આજ પેલા રામા લખાવાળી દરખાસ્ત ભરવાની છે તે પાનીઆને કહું છું કે દસની ગાડીમાં સુરત જજે અને એ વરણાગીઓ હજી પરવારતો નથી તેથી જરા કહેવું પડ્યું.

[ પાનીઓ પાછળ ઉભો ઉભો દાંતીઆં કરે છે. ]

**ગણુપતિરામ:**—હોય, એ તો આજના જુવાનીઆ બધાજ એવા.

**વનેચંદ:**—ને પાછું કશું કહેવાય નહિ !

[ પાનીઓ ચાળા પાડે છે. ]

**ગણુપતિરામ:**—બાળક છે! તમે તો એને પેટના દીકરા જેવો ગણ્યો છે. માથે પડશે ત્યારે એની મેળે હમજણ આવશે. તમારા ઘડપણમાં એ ચાકરી કરશે એ લોકલાજે એ કરશે.

[ પાનીઓ ઠીંગો બતાવે છે. ]

**વનેચંદ:**—એની પાસે ચાકરી કરાવવા કોને જીવવું છે ? કહો, મહારાજ, કેમ આવવું થયું ?

**ગણુપતિરામ:**—ભીડ પડી ત્યારે જ આવ્યા છીએ.

**પાનીઓ:**—(સ્વગત) નહિ તો ગણુપત મહારાજ કંઇ અમસ્થા વાણીઆને ઘેર આવે એવા નથી.

**વનેચંદ**:—( ચોપડાની દોરી વીંટતાં ), શું કામ આવી પડયું ? બોલો.

**ગણપતિરામ**:—કામ તો છે તે શેઠને કહું...જે છે તે......આપણા દેવુનો મુંબઇથી છે તે......કાગળ આવ્યો છે. રૂપીઆ થોડાક જોઇતા છે.

**વનેચંદ**:—હેં હેં હં હેં ! હમણાની નાણા ભીડ એવી છે કે અમારો વેવાર કેમ ચાલે છે તે અમારૂં મનજ જાણે છે. (પાનીઓ ચાળા પાડેછે.)

**ગણપતિરામ**:—પણ આટલી ભીડ તો કાઢવી પડશે.

**વનેચંદ**:—તમને કોઇ દહાડો ના કહી છે ? તમે દેવુને પરણાવ્યો, એની બાનો ખરચ કર્યો—તે વખતે તમે માગ્યા એટલા કાઢીને આપેલા ને ? પણ અત્યારે તો મહારાજ! બાર બાર આનાની તેરીખ આપતાંએ કોઇ સાલો નાણું ધીરવા તીયાર નથી !

**પાનીઓ**:— હવાહો રૂપીઆ તો કોલસાના આવેલા છે. ગલ્લામાં પોણી તયણસેં રૂપીઆ તો છે. જૂઠું બોલવાની ટેવ પડી છે તે જાય ?

**વનેચંદ**:—એ તો, ગણપત મહારાજ, તમારજ ગળાના હમ. પેલા પારહી શાપુરજીની કયારી રાખી તેના આપવાના છે. તમારા બ્રહ્મણના ખોટા હમ ખઉં ખરો ? વારૂ તમારે જોઇએ કેટલા ?

**ગણપતિરામ**:—જોઇએરતો દોઢસો ખાણ.

**વનેચંદ**:—તે એ એ—તમે કહેતા હો તો બીજે કશેથી આણી આપું. પણ આજ ટકાની તેરીખ વગર કોઈ સાલો કોથળીમાં હાથ ઘાલે એમ નથી.

**ગણપતિરામ**—ઠીક લાગે તેમ કરો.

**વનેચંદ**-એમ કરોને. હમણાં જાણે પચાસ લઇ જાઓ. ને સો તણ ચાર દહાડા પછી લઇ જજો.

[ ચોપડામાં રૂ. ૧૫૦ ઉધારે છે અને રૂ ૫૦ આપે છે. ]

**પાનીઓ**-(સ્વગત) પચાસ આપીને બામણને છેતર્યો. હવે સો આપશે બીજા સો ધક્કા ખાશે ત્યારે. વ્યાજ તો દોઢસોનું આજથી ચડવાનું.

( સૌ જાય છે. )

## પ્રવેશ ૨ જો



સ્થળઃ મુંબઇ

[વિલ્સન કોલેજની હોસ્ટેલની ઓરડીમાં દેવકુમાર એકલો વિચાર કરતો બેઠો છે.]

**દેવકુમાર**—(સ્વગત) કાલે આખી રાત નિદ્રા નથી આવી. બે જૂદી જૂદી ફરજોની વચ્ચે મારૂં હૃદય દબાઇને પીસાઇ જાય છે. ગાંધીજી દેશના યુવાનોને સરકારી શાળાઓ અને કોલેજો છોડવાની હાકલ કરે છે. દેશ પ્રત્યેની મારી ફરજ મને ગાંધીજીના સૈન્યના સૈનિક બનવાની પ્રેરણા કરે છે. પોલેન્ડ, કોરિયા, અને મિસરના સ્વાતંત્ર્યયજ્ઞમાં ત્યાંના યુવાનો અને યુવતીઓએજ બલિદાન દીધાં છે. આજ ભારતની જુવાની કસોટીએ ચડી છે. બીજી બાજુએ મારા વૃદ્ધ પિતા પ્રત્યે પણ મારૂં ઋણ અમાપ છે. તેમણે મારે માટે મોટી મોટી આશાઓ બાંધી છે. હું ગ્રેજ્યુએટ થઇને સારે હોદ્દે ચડું એ આશાએ તે મને મ્હોં માગ્યા પૈસા મોકલ્યા જ જાય છે. બાપોતી ખેતર વેચવાં પડે તો તે વેચીને, દેવું કરવું પડે તો દેવું કરીને પણ મારી કેળવણીનો ખર્ચ આપ્યા જ જાય છે. ત્રણ મહિના પછી હું બી. એ. થઈશ એવાં તેમને સ્વપ્ન આવતાં હશે; અને જ્યારે તે જાણશે કે હું ભણતરને સલામ કરીને ખાંધે બગલથેલી લટકાવીને સ્વરાજનો સિપાહી બન્યો છું અને સરકારી જેલનો ઉમેદવાર બન્યો છું ત્યારે તેમના વૃદ્ધ હૈયાને કેટલો જખમ લાગશે !!

[નેપથ્યમાં "મહાત્મા ગાંધીજીકી જય! ભારત મૈયાકી જય! અસહકારકી જય!" એવા પોકાર સંભળાય છે. દેવકુમાર ઉઠીને બારીએ ડોકાય છે.]

ઓહો! કોલેજોના વિદ્યાર્થીઓ સફેદ ખાદીમાં સજ્જ થઇને, હાથમાં ત્રિરંગી ધ્વજાઓ લઇને સરકારી શાળાઓ અને કોલેજોનો બહિષ્કાર કરાવવા નીકળ્યા છે. તેમને સાથ દેવા મારૂં હૃદય તનમનાટ કરે છે. માતૃભૂમિની ઇજ્જતને માટે લડવાનાં જૂનાં સ્વપ્ન આજે સાચાં પાડવાનો વખત આવી લાગ્યો છે.

દફનાવી દઉં અભ્યાસનાં પોથાં ને! માતૃભૂમિ પોકાર કરી રહી છે! તેનો આદેશ ઝીલું અને સ્વરાજના યુદ્ધમાં જાતને હોમી દેવા તૈયાર થાઉં.

[ફરી પાછા નેપથ્યમાંથી જયનાદ સંભળાય છે.]

**યુવાનો**—( ગાય છે. )

ધમ ધમ ધરણી ધ્રૂજવશું,
અમ દેશતણાં કરી ગાન;
અમે હિન્દી, હિન્દી, હિન્દી,
છે હિન્દ અમારો પ્રાણ.

[વંદેમાતરમના પોકાર. નવલ અને સુધીર પ્રવેશ કરે છે.]

**નવલ**—કાંય દેવ! આય સરઘસીઆઓ હમના ગીયા તે જોયા કે?

**દેવ૦**— (ઉંડા વિચારમાં હોવાથી) હું!

**સુધીર**— 'Tis damned nonsense!

**દેવ૦**— ( કાંઈક જાગૃત થઈને ) હું! શું બોલ્યા?

**સુધીર**—આ સરઘસનું ફારસ જોયું ને?

**દેવ૦**— તમારી આંખે એ ફારસ દેખાય છે એ જ દુર્ભાગ્ય છે. છેલ્લી લડાઇ વખતે ઈંગ્લંડની યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓ આવાં સરઘસો કાઢતા અને લશ્કરમાં ભરતી કરતા ત્યારે તમે જ તેમનાં વખાણ કરતા. એવું જ કામ પરાધીન ભારતના વિદ્યાર્થીઓ કરે ત્યારે ફારસ કહેવાય! બોલતાં લજવાઓ.

**સુધીર**—ત્યારે તું પણ જાને!

**દેવ**— જાઉં પણ ખરો.

**નવલ**— અને કોલેજ બી છોરવાનો કે?

**દેવ**— છોડું પણ ખરો.

**ન. સુ.**—(બેઉ સાથે) અરે ઉલ્લુના સરદાર!

**દેવ**— ગુલામોના દેશમાં દેશભક્તિ એટલે મૂર્ખાઇ!

**ન. સુ.**—(બેઉ સાથે) Hear, Hear!

**નવલ**— તારામાં બી આસ્તે આસ્તે ગાંધીનો ઇસ્પીરિત દાખલ થતો જાયચ.

દેવ— નવલ! સુધીર! શું આ મજાકનો વખત છે? સાત સાત સૈકાં થયાં પરાધીન થઇ પડેલી હિન્દી પ્રજા ગુલામીમાંથી છૂટવાનો જીવ સટોસટનો પ્રયત્ન કરે તેની ઠઠ્ઠા મશ્કરી! તમારાથી સાથ ન અપાય તો જોયા કરો પણ આવું બોલીને આપણા દુશ્મનોને રાજી ન કરો.

નવલ— પન આઈ હિલચાલ ચાલશે કેટલા દિવસ?

[ અનિલ પ્રવેશ કરે છે. ]

અનિલ—સોડાવોટરના ઉભરા જેટલી! બંગભંગની હિલચાલનું શું થયું? આપણા લોકો તો બોલવે શૂરા છે!

દેવ— You are repeating your master's voice. કોઇ હિન્દદ્વેષી અંગ્રેજે આ શબ્દો ઉચ્ચાર્યા હશે એટલે પોપટજીની માફક તમારા જેવા હિન્દીઓ બોલતા શીખ્યા.

નવલ— આપને કોલેજ છોરીએ પન આપના Careerનું સું?

દેવ— Career! જ્યાં સુધી સરકારી જેલોમાં કોટડીઓ છે અને ફાંસીનાં લાકડાં તૈયાર છે ત્યાં સુધી હિન્દના યુવાનને માટે Careerની ખોટ નથી.

સુધીર— આપણી મહેચ્છાઓનો ભોગ આપતાંએ કાંઇ વળે તેમ નથી. આવી પરાક્રમશાળી બ્રિટિશ સરકારની સામે હિન્દની ગાય જેવી પ્રજા લડાઈ માંડે તે મને તો વાઘની સામે બકરાની લડાઇ જેવી લાગે છે.

નવલ— અને તે બી પાછો સાંતીમય નીસસતર પરતીકાર કરીને!

અનિલ—અરે એમ કહોને કે ગૈરીની માફક રીસાઇ જઇને!

દેવ— તમે ત્રણે સરકારી નોકરના દીકરા છો; સરકારી ત્રિજોરીના પાપી પૈસાથી પોષાયા છો. તેમાંજ તમને આ ઉઘાડું સત્ય સમજાતું નથી. સરકારી નોકરીની સાત પેઢીમાં સ્વદેશપ્રેમ આવવો દોહ્યલો છે. અંગ્રેજ અધિકારીઓના કુસંગનું ઝેર પેઢી દર પેઢી ચાલ્યું આવે છે. પણ યાદ રાખજો. એક દિવસ આ નિઃશસ્ત્ર હિન્દી પ્રજા દુનિયામાં કોઇએ કદી નહિ જોએલું અને નહિ સાંભળેલું પરાક્રમ કરી બતાવશે. ગાંધીજીએ પ્રજાના સત્ત્વનું સ્થાન પારખી લીધું છે. તેમાંથી વખત જતાં એવું

બળ પેદા થશે કે તોપબળીઆની તોપોને નકામી કરી મૂકશે. તેમની તોપો ઉપર ઘાસ ઉગશે અને તેમની બંદુકોના છોકરાં ઘોડા કરીને રમશે. અસહકારના શસ્ત્રપ્રયોગથી—( નેપથ્યમાં ) "ભારતનો જય થાઓ."

---

## પ્રવેશ ૩ જો

સ્થળઃ વિક્રમપુર

[ વિક્રમપુરના કાર્યકર્તાઓ ચર્ચા કરતા બેઠા છે. ]

**નાગરજી**—ભાઇઓ! આ સત્યાગ્રહ સપ્તાહના દિવસ આપણે સારૂ ભારેમાં ભારે કામ કરી બતાવવાના દિવસ છે. આપણે પળેપળનો ઉપયોગ કરવો જોઇશે.

**ગોકળભાઇ**—નાગરજી ખરૂં જ કહે છે. જલીઆંવાલા બાગની કતલ યાદ છે ને? તે ભયંકર સાંજે હણાએલા નિર્દોષ બંધુઓની યાદ આપણી નજર આગળ તાજી રહેવી જોઇએ. આપણે લોહીના બદલામાં લોહી નથી લેવું પણ એવી કતલો સદાને માટે બંધ થાય તેને માટે આપણે સ્વરાજસ્થાપના કરવી જોઇશે. આ અઠવાડિયું મહાસભાના સભાસદો કરવામાં અને તીલક સ્વરાજ ફાળો ભરાવવામાં આપણે ગાળવાનું છે.

**નાગરજી**—એકવીસ વરસની ઉપરનો એક પણ મરદ કે સ્ત્રી રહી ન જાય. ગરીબમાં ગરીબ માણસને પણ શૂર ચડે અને તે પણ સ્વરાજના ફાળામાં નાની સરખી રકમ પણ ખુશીથી આપવા આવે એવી સ્થિતિ આપણે ઉભી કરવી પડશે. ઝાઝી ચર્ચા કરવાનો આપણને વખત નથી. માટે આજે આપણે કામ કરવાની રીત નક્કી કરીને છૂટા પડીએ અને આવતી કાલથી જ આપણે પોતપોતાના કામે લાગી જઇએ. આઠ દિવસ પછી આપણે એક બીજાને આપણા કામનો હિસાબ આપવા સારૂ પાછા એકઠા થઇશું.

**નાથુ**— અમે તો તમે અને નાગરજીભાઇ જે કહેશો તે કામ કરવા તૈયાર છીએ પણ કોઇ કોઇ વાર લોકોને મોંઢેથી એવા જવાબ સાંભળવા પડે છે કે જાણે ફરી તેમને ઉમરે ન ચડીએ.

નાગરજી—બધા એક સરખા હોય ત્યારે પછી કામ કરવાની મજા એ શાની ? આપણે તો સ્વરાજને આપણી અંદરથી ઉત્પન્ન કરવું છે; બહારથી નથી લાવવાનું. આપણા ઉત્સાહનો ચેપ આપણી આસપાસના લોકોને લાગુ પડે એવા આપણે થવું પડશે. જે આપણને સાથ નથી આપતા તેમને સાથ આપતા કરવા પડશે. અને મને વિશ્વાસ છે કે જો આપણને જ સ્વરાજનો સાચો રંગ લાગ્યો હશે તો થોડા જ વખતમાં આપણે સૌને આપણો રંગ લગાડી દઇશું.

રણછોડ—ગાંધીજી આપણી પેઠે લોકોની નબળાઈનો વિચાર કરતા હોત તો એ એમના આશ્રમમાંથી બહાર જ ના નીકળત.

ગોકળ— અને બધાએ કાંઇ નબળા થોડા જ છે ? લોકોનો ઉત્સાહ ભરતીનાં પાણીની માફક વધતો જ જાય છે. ગાંધીજી આવ્યા તે દિવસે સ્ત્રીઓનો ભાવ કાંઇ જેવો તેવો કહેવાય ? બહેનોએ કંઠીઓ, કડાં, વીંટીઓ અને વેઢનો વરસાદ વરસાવી મૂકયો હતો. રૂપીઆ તો આપણે ગણતાં જ થાકી ગયા.

નાગરજી--બહેનોનો ભાવ તો આપણનેએ શરમાવે એવો છે. આવી લડાઇઓમાં બધે બહેનોએ જ ખરો ભાગ લીધો છે. મને તો દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના બનાવો વારંવાર નજર આગળ ખડા થાય છે. બહેનોનું તે વખતનું શૌર્ય અને તેમની સહનશીલતાનું બ્યાન કરવા માટે નવું મહાભારત રચવું પડે. આપણે ત્યાં પણ ગામેગામ એવી ને એવી જ વીરાંગનાઓ પડી છે.

ગોકળ— મને યાદ છે ત્યાં સુધી શરૂઆતમાં તો ત્યાંએ ઘણાક નબળા હતા પણ લડતાં લડતાં કેળવાઇ ગયા. આપણે ત્યાં તો હજી સારૂં છે કે ગામેગામ એ લડાઈમાં લડીને રીઢા થઇ ગએલા રણીબા પડયા છે. એક ચીનગારી આખા વનને સળગાવી મૂકે તેમ એક ઘડાએલો સત્યાગ્રહી આખા ગામમાં ચેતના લાવી દેશે.

નાગરજી--મોટેરાઓના વિચાર પણ બદલાવા લાગ્યા છે. ખરૂં પૂછો તો મારા મનને એટલો બધો વિશ્વાસ આવી ગયો છે કે આપણે બધું જ ભૂલી જઇએ અને સ્વરાજઘેલા બનીને આજુબાજુનાં ગામોમાં ફરી વળીએ તો આપણે સૌને લડાઇનાં રસીઆં

બનાવી દઇએ. અલ્યા! આપણા દૂબળા જે કશામાં જ ન સમજે તેમનામાંના કોઇ કોઇને એવો રંગ લાગી ગયો છે! મારી પાસે કેટલાએ દૂબળાનો સ્વરાજ ફાળો આવી ગયો છે! ગાંધીજીવાળી સભા થઇ તેને બીજે કે ત્રીજે દહાડે એક દૂબળો બે ગાઉથી આવીને મને બે રૂપીઆ આપી ગયો. એ કાંઇ ઓછું કહેવાય? માટે બમણા ઉત્સાહથી કામ કરીએ. નિરાશાને તો પાસે જ ન આવવા દેવી.

ગોકળ—આપણા પરગણાનાં સત્તર ગામો પૈકી અડધામાં હું જાઉં અને અડધામાં નાગરજી જાય. નાથુ, રણછોડ અને બીખો મારી સાથે આવે અને બાકીના નાગરજી સાથે જાય. રેલ્વેની આ બાજુનાં ગામો આપણાં અને પેલી બાજુનાં એમનાં. કેમ?

રણછોડ—ભલે, ભલે; ત્યારે કાલ સવારથી આપણે નીકળી પડવાનું. સાત દહાડામાં તો બધાંએ ગામ પોંદી નાંખીશું.



## પ્રવેશ ૪ થો

---

સ્થળ: વિક્રમપુર.

[ છોકરાઓ પરદેશી કાપડની હોળી કરવા વિદેશી વસ્ત્રો ઉધરાવવા નીકળ્યા છે.]

૧ લો છોકરો—સ્વરાજપ્રાપ્તિનો પ્રયત્ન એજ ભણતર છે.

૨ જો ,, —સ્વદેશસેવા એ જ સાચી ભક્તિ છે.

૩ જો ,, —સ્વાતંત્ર્ય એ જ મુક્તિ છે.

બધા— વંદે માતરમ! મહાત્મા ગાંધીજીની જય! અસહકારની જય! પરદેશી કપડાંની હોળી કરો! ગાંધીજીની આજ્ઞા છે.

૧ લો છોકરો—અલ્યા ચાલો ગામને ચોરે લોક ભેગા થયા હશે ત્યાં જઇએ.

૨ જો ,, —અલ્યા એ તો જમાનાના ખાધેલા લોકો એક ચીંથરીએ નહિ આપે.

૩ જો ,, —તેમાં આપણું શું જાય છે? એ લોક જરા ચીડવાશે અને આપણુને ગમ્મત પડશે.

બધા— હા, ચાલો, ચાલો, વંદે માતરમ! (જાય છે)

[ ગામને ચોરે પાટીદાર, વાણીઆ અને બ્રાહ્મણ વગેરેનો ડાયરો જામ્યો છે.]

રામભાઇ— આ છરકારવારા અને ગાંધીવારા વઢે તેનો હરવારે તરજૂમો હું નીકરવાનો જે?

ગબો— કાંઇ નીકરછે ત્તો. ભોંયે પડયો પોદરો કાંઇ ધૂર લીધા વના ઉઠવાનો હું જે!

ધનો— એ તો હમજી ઉઠહે રે.

ગબો— હઉવે રે હઉવે.

કાળો— વરી અડધું રાજ છરકાર રાખહે અને અડધું ગાંધીને આપી દેહે.

ગુલાબચંદ— તમારી તે કંઇ અક્કલ ગઇ? આવા મોટા જર્મનને હરાવ્યો તે હરકાર એમ હું ગાંજી જવાની હતી?

વનેચંદ— અરે એ પાંચ પચ્ચી જણુને ધરેલી ઘાલહે એટલે વરી પાછું બધું ટાઢુંટપ. હરકાર બધો તાલ જોયા કરતી છે.

રામભાઇ— પણ કેહું તે છરકારનો હમણે હમણેનો જુલમ ઓ વધી ગીયો તો. પહેલે આવું ની ઉતું.

વનેચંદ— એ તો બધુ આપણાંને આપણાવારા જ કરનારા. હવરાજ મલે તો કારભાર તો આપણાવારા જ કરવાના ની? ઓરખીતો બે ગોદા વધારે મેલે. હજી અંગ્રેજ હરકાર હારી છે. ઉઘાડે બાયણે હુઇએ. છીએ.

ગણપતિરામ—એમ આંખો મીચીને વનેચંદ શેઠ તમે ગાડું હાંકો તે નહિ ચાલે. ઉઘાડે બાયણે સૂઇએ છીએ, પણ આજ ઘરમાં રહ્યું છે શું? ફોલી ફોલીને ભીખારી કરી લાખ્યા ભીખારી!

ગબો— ગાંધીની લડાઇ છે તો સતની એ વાતની ના ની.

ગુલાબચંદ— એ જતે દહાડે અરાઢે વરણુને એક કરી નાખહે અને

માંરી હહરીના દૂબરા ને ઢેડા તમારા મોઢામાં થૂંકવા આવહે.

ગબો— એ વાત ખરી કહી.

ગણપતિરામ—ગાંધીનું બધું હારૂ પણ આ ઢેડાંવારૂ લફરૂ ઘાલે એ દૂખ મોટું.

નાગરજી— જ્યાં સુધી આપણે હિન્દુ, મુસલમાન, પારસી બધી નાની મોટી કોમો એક બીજાનો વિશ્વાસ મેળવીને એક નહિ થઇએ ત્યાં સુધી આપણા ઉપર પારકો રાજ કરે જ ને? જો દુબળા, ચોધરા, ઢેડા વગેરે પછાત લોકોને આપણી સાથે નહિ લઈએ તો આપણી લડતમાં તેઓ પગલે પગલે નડતરરૂપ જ થવાના. પ્રજાનો એક ભાગ ઢોરની હાલતમાં રહે અને બીજો ભાગ આગળ વધે એ બની જ કેમ શકે?

[હાથમાં પરદેશી કપડાંનાં પોટલાં લઇને છોકરા આવે છે]

૧ લો છોકરો—(ગાય છે.)

પહેરો સઉ જન ખાદી ખાદી,

ખાદીમાં છે આબાદી.

[બીજા છોકરાઓ ઝીલે છે.]

૨ જો છોકરો—આત્મશુદ્ધિ કરો. પરદેશી કપડાં સળગાવી મૂકો. શુદ્ધ ખાદી ધારણ કરો.

રામભાઇ— મારી હહરીનાં નીચકાં જોને હું કરી રીયાં છ તે!

૧ લો છોકરો—ગાંધીજીની આજ્ઞા છે કે સૌએ વિલાયતી કપડાં બાળી મૂકવાં.

૩ જો ,, —ચાલો, કાકા, આ બધા વિલાયતી લૂગડાં ક્યારે બાળવા આપો છો?

રામભાઇ— તારે ઘેર હું ઓછાં છે?

૩ જો છોકરો—અમે તો બધાં બાળવા આપી દીધાં.

વનેચંદ— તારા બાપે પટારામાં હાંચકી મૂક્યાં છ તેનું હું?

[ નેપથ્યમાં સાદ પડે છેઃ-" એ છઉ લોકને માલમ થાય કે છાંજરે તલાવ કાંઠેના વડ તરે છભા થવાની છે. એ એ એ એ." છોકરા વંદેમાતરમના પોકાર કરતા દોડી જાય છે.]

**નાગરજી—** ગયે રવિવારે મુંબઇમાં વિલાયતી કાપડની હોળી થઈ ત્યારે હું ત્યાં હતો. ઓહોહો! કપડાંનો પહાડનો પહાડ સળગાવી મૂકેલો !

**ગુલાબચંદ—** એ તો હરવારે દેશને જ નુકશાન. એટલા રૂપીઆ ગાંધીએ બરબાદ કરાવ્યા.

**નાગરજી—** એમ વાણીઆશાહી હિસાબ કરે મોટાં કામ કદી થયાં હતાં કે ? ઉગ્ર વૈરાગ્ય વિના મુક્તિ નથી તેમ ઉગ્ર વૈરાગ્ય વિના સ્વરાજની સિદ્ધિ નથી. એ વિલાયતી કપડાંની હોળીના ભડકામાં આપણો પરદેશી કાપડનો મોહ બળીને ભસ્મ થાય તો એવાં કરોડો રૂપીઆના કાપડનો નાશ પણ સરવાળે ફાયદાકારક છે.

**ગબો—** હા, ભાઇ, હા. વાત તો સાચી દેહું.

**રામભાઇ—** મારી હહરીના બૈરાં ની માનવાનાં તો. બધાંને હમજાવાય પણ બૈરાંને હમજાવવાતું અઘરૂં.

**નાગરજી—** તમે બૈરાંનો વાંક કાઢો અને બૈરાં તમારો કાઢે. ચાલો, હું તમારે ઘેર આવું છું. વનેચંદ શેઠ ! તૈયાર રહેજો, તમને બદ્ધાને ખાદી પહેરતા કરવા છે.

**પાનીઓ—** તમે આવજોને. પણ મારા કાકા મોઢું બતાવશે ત્યારે કની ! એ તો ઘેર હોય તોએ ઘેર નથી એવું કહેવડાવે એવા છે.

**ધનો—** તારાં જ કાઢી આપજેની એટલે થીયું.

**પાનીઓ—** મારા કાકાના કહ્યા વગર મારાથી કાંઇ અપાય ?

**નાગરજી—** સુરત ગયો ત્યારે પોંચીતું ઘડીઆળ, રેશમી રૂમાલ, સેન્ટની શીશી, વીજળીની બત્તી એવું એવું લાવ્યો ત્યારે કાકાને પુછવા રહ્યો'તો ?

પાનીઓ— હેં હેં હેં. છે એટલાં તો પહેરીહું. નવાં નહિ લઇએ.

રામભાઈ— વાણીઆભાઇ ! ડાહીમાના દીકરા તો ! બધું ગામ કાઢી આપે ને તમે વાણીઆ હા મેરે બાદ રહી જાઓ ? છવરાજ આવશે તો બધાનું આવશે, કણબીનું એકલાનું આવવાનું ઉતુ હું જે ?

વનેચંદ— લીધું લીધું છવરાજ. એવા છવરાજવારા તો કેટલાએ ઉડી ગીયા તેના પત્તા નથી લાયગા પત્તા.

કાળો— એ તો ભાઇ એમજ હોય. પણ આગર કરતાં લોકોનો ઉસ્તાહ કેટલો વધી ગીયો ? પહેલે તો એક ધગડુ આવતુ તો આપણે ફફડી ઉઠતા તે આજ મોટા ગવન્ડરને ઓ લોક નથી ગણકારતા.

ગબો— હઉવે, ભાઇ, હઉવે. એમ ધીરે ધીરે જ છવરાજ આવે ને ?

નાગરજી— તે પરતાપ કોનો ? પરતાપ મહાત્મા ગાંધીનો.

ગબો— હઉવે રે, હઉવે.

રામભાઇ— ચાલો, ચાલો, સભાનું અહુરૂ થાય છે.

---

## પ્રવેશ ૫ મો

---

સ્થળ: વિક્રમપુર

[નાગરજી પોતાને ઘેર બેઠો છે અને સ્વયંસેવકોની રાહ જુએ છે.]

નાગરજી— (સ્વગત) હજી કોઇ આવ્યા નહિ. ગાંધીજીને તો નોતરૂં આપી બેઠા છીએ. દિવસ તો ચારજ આડા રહ્યા અને કામના તો ડુંગર બાકી છે. ગામની શેરીઓમાં કચરા અને ગંદકીના ઢગલા પડયા છે. લોકો પાસે ખાદીની પ્રતિજ્ઞા લેવડાવવી છે. સભામાં એકેએક સ્ત્રીપુરૂષ ખાદીનાં જ કપડાં પહેરીને હાજર થાય એવી બધાને સમજુત આપવાની છે.

હજી ઘણાએ પરદેશી કપડાંનો મેલ સાફ નથી કર્યો. કોઈપણ ઉપાયે આખા તાલુકાને સવિનય ભંગની લડાઈને માટે તૈયાર કરવો છે.

[બારણે ટકોરો]

[સ્વયંસેવકો સાથે ગોકળ આવે છે]

કોણ ? ગોકળ ? ચાલ્યો આવ.

ગોકળ— દાસ નાગરજી ! માફ કરજે. જરા મોડું થયું.

નાગરજી— સ્વરાજ પણ તેટલું જ મોડું થવાનું.

ગોકળ— નીકળ્યો'તો તો વખતસર પણ રસ્તામાં જે મળે તે મને ઉભો રાખીને કાંઇ કાંઇ સવાલ પુછે, "ગોકરીઆ આ હું ? ગોકરીઆ પેલું હું ?" સૌના મનનું સમાધાન તો કરવું જ પડે. કહીએ કે જરા ઉતાવળ છે તો પાછા એ ગરઆડહાસો ખોટું લગાડે અને એમની સાથે તો આપણે કામ લેવાનું રહ્યું.

નાગરજી— બધુંએ હું સમજું છું. આપણી મુશીબતોનો તો પારજ નથી. શાલીવાહને માટીનાં પૂતળાંનું સૈન્ય બનાવીને યુદ્ધ કર્યું કહેવાય છે તેવું જ ગાંધીને કરવું પડે છે. જેમને સારૂ આપણે લડી મરીએ છીએ તેઓ જ આપણા કામમાં અડચણો ઉભી કરે છે. પણ એમાં એમનોએ શો દોષ કાઢીએ ? સૈકાઓથી ચાલી આવતી પરાધીનતાનું બીજું પરિણામ પણ શું હોય ? હું ગઇ કાલે ઢેડવાડે ગયો હતો. મારા બાપાએ જાણ્યું તેથી એમના જીવને ભારે કલેશ થયો. એમને વાણીઆઓની સોબત છે અને એ લોકો આ હિલચાલ જોઇને અંદરથી ખુબ બળી ઉઠે છે. પણ પ્રકટ વિરોધ કરવાની એમની હિંમત નથી ચાલતી.

ગોકળ— લોકો જેવા છે તેવા. પણ એજ આપણા સાથી. એમના વિજયમાં આપણો વિજય અને એમની નામોશીમાં આપણી જ નામોશી.

નાગરજી— એતો ઠીક. પણ ગાંધીજીને નોતરૂં આપી મૂઆ છીએ અને આપણી તૈયારી તો હજી કાંઈ જ નથી.

ગોકળ— બધુંએ થઇ જશે. આજે આ છોકરાઓની એક ટૂકડી લઇને હું ગામના રસ્તા સાફ કરવા મંડી જાઉં છું. અમે કામ શરૂ કરીશું એટલે ગામલોકથી થોડુંજ જોયા કરાવાનું છે? કેમ પોયરાઓ! ટોપલો અને સાવરણો ઝાલવા તૈયાર છો ને?

છોકરાઓ— તીયાર, તીયાર, સવરાજ માટે બધુંએ કરવા તીયાર છીએ.

ગોકળ— જ્યારે ખપ પડે છે ત્યારે આ છોકરાઓ જ ધસાઇ છૂટે છે. ગામ સમિતિની સભા કરવાની હોય ત્યારે પેલા નથ્થુભાઇઓને ઘેર ધક્કા ખાઇ ખાઇને એમનો દમ નીકળી જાય છે. ઘરડાઓને અને પટેલીઆઓને સત્તા જોઇએ છે; કામ નથી કરવું.

નાગરજી— પણ કાલે એ તારા નથ્થુભાઇઓને તેડાવવાના છે. મહા-સભાના હુકમોનો અમલ કરવાનો ઠરાવ એમને હાથે જ કરાવવો પડશે.

ગોકળ— તું જોજે ને! આ પોયરા ફેરા ખાઇખાઇને એમનાં પગથીઆં ઘસી નાખશે ત્યારે થોડાક આવશે અને તે એ વળી ત્રણ આવશે ત્યારે એ ઉઠીને ચાલતા થશે.

નાગરજી— તો એ અગાઉના કરતાં સુધર્યા કહેને. હોમરૂલની ચળવળ વખતે સભા કરતાં કરતાં અ પણને નવનેજા પાણી ઉતરતું અને તેએ પ છા સભાની જગ્યાએ તો ન જ આવે. સામે ઓટલે બેઠા બેઠા સાંભળે. ફોજદાર બોલાવીને તડકાવે ત્યારે કહે ભઇસાબ અમે ગીયાજ નોતા. અમે ભણેલા ની તેથી હમજાવીને અમારી છહી લઇ લીધી એહે. બાકી અમે તો કશામેં નથી. આવાં મૂડદાંમાં હવે ચેતના આવવા લાગી છે.

ગોકળ— ઠીક, ત્યારે હું તો મારા કામ પર જાઉં છું. તું આજથી બધાને મળીને સમજ પાડજે. ખૂબ ધીરજથી કામ લેજે હો. નહિ તો જો એ લોક જરાક વચકાયા તો પછી ઉંહુંનું ઓસડ નથી. સભામાં અંત્યજોને સાથેજ બેસાડવા પડશે.

નાગરજી— એ તો ભાઇ, જેને જેમ સમજાવાય તેમ તેને સમજાવીને સૌને એકત્ર કરીને સરકારને લડાઇ આપવી છે, એકવાર ખરેખરી લડાઇનો આ લોકો તાપ જુએ તો પછી બીજી લડાઈ માટે આટલી મુશ્કેલી નહિ રહે. તું જા ભાઇ, એ તો હું લુહાર લોઢું કૂટી લઇશ.

( જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો

---

સ્થળ: વિક્રમપુરના તળાવ આગળનો વડ.

[ સભાની જગ્યાએ નાના નાના છોકરાં મસ્તી કરતાં બેઠાં છે એટલામાં બે ત્રણ સ્વયંસેવકો સાથે ત્યાં નાગરજી આવી પહોંચે છે ]

નાગરજી— (સ્વયંસેવકોને) જોયું ? બપોર વેળાના ફેરા ખાઇ ખાઇને અને પટેલીઆઓની દાઢીઓમાં હાથ ઘાલી ઘાલીને હમ નીકળી ગયો તો એ છે કોઇ હાજર ? જોને ભાઈ નાથુ! રામભાઇ, ધના મોરાર, કાળો વહન, વનેચંદ, ગુલાબચંદ એ બધાને ઘેર પાછો એક આંટો મારી આવ, અને તેડતો જ આવજે. કહેશે કે જા જા, આવીએ છીએ તો આવતો રહીશ નહિ. તેડીને જ આવજે. અને રણછોડ! તું છે તે મોટા ફળીઆમાંથી આવે તેને ખેંચી લાવ. (બેઉ જાય છે. છોકરાઓ તરફ ફરીને) પોયરાઓ ! તમે તમારાં ગીત તૈયાર કર્યાં કે ?

છોકરા— તીયાર, તીયાર, બોલી બતાવીએ ?

નાગરજી— બોલો માતૃભૂમિવાળું ગીત.

[છોકરાઓ "અયિ માતૃભૂમિ તેરે" વાળું ગીત ગાય છે.]

નાથુ— (પ્રવેશ કરીને) રામભાઇ પટેલ તો એમની નવીને વીંછી કરડયો છે. તે ઉતરાવવા ગીયા છે. ધના મોરારની બાઈડીને પેટમાં દૂખતું છે તે છોકરાને હીંચકો નાખવા બેઠા

છે. ગુલાબચંદ કહે છેઃ જા ખાઇને આવું છું. વનેચંદ વાલોડ નાહી ગીયા.

**છોકરા—** પે એ એ લા ગોકરભાઈ આવે.

**ગોકળ—** સભા મળી છે સારી; તારી અને મારી.

[ રણછોડ આવે છે.]

**રણછોડ—** ગબો પટેલ કહે છે કે મારૂં વરી હું કામ છે? બધા મલીને કરશે તે આપણને કબૂલ છે.

[એટલામાં ચારપાંચ મોટેરા આવે છે અને ઘુંટણે ધોતીઆં વીંટીને બેસે છે.]

**નાગરજી—** ગોકળ! તારા વગર એ નહિ ઓધરે. જા, જઈને હાઇ લાવ બધાને.

[નાગરજી જાય છે.]

**ગણપતિરામ—** આપણા લોકને ઉસ્તાહ ની મરે. આ પોયરા જહિં તહિં અટવાયા કરે છે. વખત થાય એટલે હૌને આવતાં હું તાવ આવે?

**કાળો—** તાવ તો હું આવે? ખેતરેથી આવીને રોટલા ખાઇને તો આયવા.

[બીજા બે જણ આવીને અ.ધા બેગ છે.]

**કાળો—** તે હોરા આવોને હોરા. નથી કોઇ હાઈ જવાનું.

**જીવણ—** (પાસે આવીને) હાઈ જાવ તો આપડે કાં ના છે ? હામું હારૂં. આપડે તો તીયાર. અહિં ઢેફાં ફોડીએ છીએ તારે વરી તહિં ઢેફાં ફોડીહું. એમાં થી હું ગીયું ? (ગજવામાંથી તમાકુ પાતરાં કાઢીને) લ્યો, તાણહો ?

[કાળો અને જીવણ બેઉ પાતરાં મોઢામાં ઘાલીને બીડીઓ વાળે છે. એટલામાં અડધી પીધેલી બીડી કાને ખોસીને રામભાઇ પટેલ આવે છે.]

**રામભાઈ—** કેમ વાણીઆવાડમાંથી કોઈ નથી આવ્યું દેખાતું ?

**કાળો—** વનેચંદને પગે વા આવ્યો છે. ગુલાબચંદ આવતો ઓહે. દેવચંદને દમ થાય છે.

નાથુ— હવડે મને તો એના ઘરમાંથી કોઈએ કહ્યું કે એ તો વાલોડ ગીયા છે, અને વળી કહે છે પગે વા આયવો છે. એમાંથી હાચું હું ?

જીવણ— અરે .ઇયાર હાંભઈર્યાં કરેને? વનેચંદને વરી વા કેવો ? હવડે હાંજ પહોરે તો ઘોડીપર બેહીને આયવો. આવવું ની તેના બધા ચારા.

કાળો— ચાલો, પેલા બદ્ધા આવતા છે.
[નાગરજી બધાને લઇને પ્રવેશ કરે છે.]

વનેચંદ— ચાલ. બોલ ભાઇ નાગરજી ! હું હું છે ? જે હોય તે ઝટપટ ઉકેલી નાખીએ.

કાળો— આઇવા તો હવડે અને—

નાગરજી— આજની સભાના પ્રમુખને માટે કોઇ દરખાસ્ત મૂકો.

ધનો— એમાં વરી દરખાશ હું મૂકવી'તી ? બધું શેન્ટીલ કરીને તો આયવા છીએ.

ગોકળ— તોપણ રીતસરની દરખાસ્ત તો મૂકવી પડે.

જીવણ— તારે લેની હું આક્ષેપ કરૂં છું કે આજની મૅટિંગના પરમુખ આપડા વનેચંદ હેઠ.

વનેચંદ— અમારૂં એમાં કામ નહિ. અમારાથી આગર ના પડાય. અમે પાછર રહ્યા રહ્યા જે કહો તે કર્યાં કરીએ. આ ગુલાબચંદ છે ને ! અને નહિ તો ગણુપત મહારાજ જેવા બ્રમદેવ મૂકીને મને વચમાં હું કામ હોમો છો ?

બધા— એમાં હોમવાનું હું છે ? ગામના નગરહેઠ તમે અને પરમુખ ઓ તમે.

વનેચંદ— આપણે હવે ઘયડા થયા. જુવાનીઆઓને લ્હાવા લેવા દોને ?

નાગરજી— લ્હાવા લઇશું જ ને કેદમાં જવાના ?

કાળો— તે તું જહે અને અમે બેહી રહેવાના હું જે ? તારી વાંહે વાંહે અમે ઓ તીયાર.

ગભો— ફાંહીને લાકડે ચડવું પડે તોએ હું ના ની કેહું. પણુ છે તે પરમુખ તો વનેચંદ હેઠ જેવા પોલીટીકાલ હોય તોજ હારૂ દેખાય.

**રામભાઇ—** હું વનેચંદ એમ મોંઘો થીયા કરે ? નથી કોઈ ફાંહીને લાકડે ચડાવી દેવાનું.

[વનેચંદ આખરે પ્રમુખસ્થાન લે છે.]

**વનેચંદ—** ફાંહીના લાકડાથી એ નથી બ્હીતો અને મોટો શકલ કે અવલકારકુન હોય તો તેનાથી એ નથી બ્હીતો. પણ આપણે રહ્યા ધંધાદારી માણહ. આપણાથી આગર ન પડાય. વલોણાવારે સરકાર દરબાર જવું પડે તેથી જરા પેલું. (આંખ મચકાવીને) બાકી હું તમારી હઉની હાથે જ છું ને ?

**પાનીઓ—** મામલતદાર પૂછે તે વારે કહેજોની કે બધાએ મારી બાંધીને પરમુખ કર્યો ત્યારે કાંઇ ના કહેવાય ? નહિ તો આપણે તો હરકારના જ.

**બધા—** બેસ બેસ ડાહ્યલા.

**વનેચંદ—** ત્યારે હવે સભાનું કામ ચાલવા દો. કહો ભાઈ જેને જે કહેવાનું હોય તે.

**પાનીઓ—** હું બોલું ? આ જે છે તે—

**વનેચંદ—** મૂંગો મરને, કરમફોડ !

[નાગરજી ભાષણ આપે છે. દરમ્યાન બધા ફાવે તેમ વાતો કરે છે. ]

**નાગરજી—** તમે સૌ જાણો છો કે અસહકારનું મોજું આખા દેશ ઉપર ફરી વળ્યું છે. એક વરસમાં સ્વરાજ ઘેર કરવાની આપણે બધાએ પ્રતિજ્ઞા લીધી છે. ભૂતકાળમાં કદી પણ પણ જોવામાં નહિ આવેલી એવી ચેતના ગામડે ગામડે ફેલાઇ ગઇ છે. સ્વરાજની શરતો જે મહાત્માજીએ બતાવી છે તે તમે સૌ જાણો છો જ; પણ તેનું હજી આપણે પાલન કરી બતાવ્યું નથી. આપણા ગામમાંથી મહાસભાના સભાસદો તો ઠીક ઠીક થયા છે. પણ હજી ઘણાએ ખાદી ધારણ કરી નથી. રેંટીઆ ફરતા કર્યા નથી. એકલી ખાદી પહેર્યે પણ ન ચાલે. ખાદીની પેદાશમાં આપણે ફાળો આપવો રહ્યો. આપણા ગામની ભાગોળે જ

દારૂની દુકાન તેનો મેલો વેપાર ધમધોકાર ચલાવી રહી છે. આપણા દૂબળાઓને એ બૂરી લતમાંથી આપણે છોડાવ્યા નથી. આપણે રાષ્ટ્રીયશાળા ઉઘાડી છે પણ અંત્યજોનાં બાળકોને હજી તેમાં આવવા દીધાં નથી. હજી આપણે માંહેમાંહે લડીને કચેરીઓનાં પગથીઆં ઘસીએ છીએ. મહાત્માજી ત્રણ સરતો કરે છે. ખાદીની પેદાશ, અસ્પૃશ્યતા નિવારણ અને આત્મશુદ્ધિ. ત્રણ દિવસ પછી તેમનાં પુનિત પગલાં આપણે આંગણે થવાનાં છે. શા મોઢે આપણે તેમને આવકાર આપીશું? આપણે તેમનું કહેણ ઝીલ્યું નથી. મોઢેથી તેમની "જે" બોલાવીને બેસી રહ્યા છીએ—

**પાનીઓ—** તું ના કહેતો હોય તો નહિ બોલીએ.

**નાગરજી—** આજે તમને આપણી પાછલી ભૂલો સુધારવાનો પાકો ઠરાવ કરવા બોલાવ્યા છે. મહાત્માજીને આપણે ખાત્રી આપીએ કે તેઓ બીજીવાર આવે ત્યારે આપણાં ઘરોમાં પરદેશી કાપડનો એક તાંતણો પણ ન હોય. દારૂની દુકાનમાં એક ચલીઉં પણ ન ફરકે. આપણા ગામમાંથી એક પણ દિવાની અગર ફોજદારી દાવો નોંધાયો ન હોય. ઘેરઘેર રેંટીઆ ફરતા થયા હોય. અને...અને આપણા કાળીપરજના તેમજ અંત્યજ ભાઇઓ ચોખ્ખા અને આબરૂદાર થયા હોય. તેમનાં બાળકો આપણી શાળામાં ભણતાં હોય અને જાહેરસભાઓમાં તેઓ આપણી સાથે જ બેઠા હોય. આ છેલ્લી વાતની કસોટી તો આવતી સભામાંજ થશે. એક છેલ્લી વાત. મહાત્માજીના હાથમાં સ્વરાજની લડતમાં આપણા ફાળા તરીકે આપણા ગામની વસ્તી અને આબરૂના પ્રમાણમાં આપણે સારી જેવી રકમ પણ આપવી પડશે.

**રામભાઇ—** વરી પાછું હું છે? તે દહાડે પાયલી પાયલી લઇને છહી તો કરાવી ગીયા'તા! અને અમે તો પાંચ પાંચ દહ દહની નોટો હો રાખેલી.

ધનો— મહાત્માજી આપણા ગામને પાદરે આવે તે હારૂ પાંચ પચા આપવા ઓ પડે.

કાળો— તે આ...આપજો. આપડે કાંઇ ના છે ? હૌ આપહે તે અમે ઓ આપીહું.

વનેચંદ— ત્યારે કરો ટીપ.

ધનો— તે કરોને હું છે તે ?

વનેચંદ— લ્યો ત્યારે, લખો નામ અને પાડો આંકડો.

ધનો— રામભાઇના હાથમાં આપો.

રામભાઇ— મારે તો ડોહાને પૂછવું પડે.

વનેચંદ— નવી લાવ્યો તે ડોહાને પૂછીને લાવ્યો'તો ?

રામભાઈ— ત્યારે તુંજ પહેલો આંકડો પાડયને.

વનેચંદ— મારા રૂપીઆ તો તમારી પેટીમાં જ છે એમજ હમજી લોને. તમારે જ્યારે ખુટે ત્યારે લઈ જવા ? કોઇ દહાડો અમે ના કહી છે ? પણ અમારાથી નામ ના પડાય.

ધનો— અલ્યા ખંખારીને બોલોને એમ તું ભર્ય ને હું ભરૂં એ હું રમત માંડી છે ? જેને સ્રધા ની પહોંચે તે ની આપે. થોડું જબરાઇથી લેવુ છે જે ? તો હું ? એમ રાત થોડી ને વેહ ઝાઝા.

કાળો— તારે કર્યને તું પહેલ.

ધનો— અમારૂં તો બે ભાઈનું મઝીઆરૂં રીયું. કાલે હવારે ભીખલાને પૂછીને જે આપવું ઓહે તે આપી દેહું વરી. એમાં મામલત હું મોટી છે ?

ગબો— આપણો પીન્સીપાલ તો એવો કે જે કરવું તે હટ લઇને કરી લાખવું. તારે હું ? ચટ ઉકેલ કરી લાખોને. લખો મારા એકાવન.

[દરમ્યાન બધા વાતો કરે છે. કોઇ બાજુએ જઇને કાન કરડે છે. કેટલાક રકઝક કરીને ટીપમાં રૂપીઆ લખાવે છે,]

વનેચંદ— હવે ખાદીનુ હું ?

બે ત્રણ જણ—ખાદી પહેરવી વરી અને રેંટીઓ એ કાંતવો.

કાળો— ડોટી બધાએ પહેરતા'તા જ ની ? એ તો હવડે હવડે વીલાયતીનું પેઠી ગીયું.

ધનો— હોવે રે હોવે. રાંડો કાંતહે ની તો હું બેઠી બેઠી વધવાની ?

નાગરજી— આપણે માટીડાઓએ પણ રેંટીઓ ઝાલવો પડશે.

ધનો— તે ઝાલીહું. એમાં ઘડી બે ઘડી કાંતતાં હું ભાર પડી જવાનો ?

રામભાઇ— હમણા બોલાવે તો બધાએ હૂરા. પણ મારો બેટો કરવાનો કોઇ ની. હાઆઆઆ.

ગબો— ની હું કરવાના ?

રામભાઇ— એમ તમરી કરે છ તે કેટલું કાંતીને ઊંઘો વરે છ તે હું જોવાને !

ગબો— તારી પેખણના મોઢું જોઇને બેઠી રહેવાનો ?

વનેચંદ— બહુ થયું. બસ કરો. ત્યારે આપણે ઠરાવ કરીએ છીએ કે (એલ્યા સાંભળો) આપણે જેમ બને તેમ જલદી ખાદી વસાવીશું; પરદેશી કપડાં જે હશે તે સળગાવવા આપી દઇશું અને ખપ જોગી ખાદી ઘેર સૂતર કાંતીને વણાવી લઇશું. કેમ આ ઠરાવ કબુલ છે ?

બધા— કબુલ, કબુલ.

પાનીઓ— એકસોને એકવાર કબુલ.

વનેચંદ— કોઈ વિરૂધ ?

બધા— કોઇ ની, કોઇ ની.

વનેચંદ— હવે દારૂનાં પીઠાં આગળ પૅકટીંગ કરવાનું હું છે ?

કાળો— છામછેવકનાં નામ લખવા માંડો. પરમુખથી જ લેવા માંડજો.

વનેચંદ— મારી સહનાભુતી તો પૂરેપૂરી છે. પણ હમણાં મારા ઘરમાં સુવાવડ આવવાની છે. બાકી વરી તીયાર થાત ઓ ખરો.

ગુલાબચંદ— પારહી હાથે લેવડ દેવડ છે તે કેમ નથી કહેતો ?

વનેચંદ— ત્યારે તું તારૂં નામ તો લખાવ્ય.

ગુલાબચંદ— લખો, લખો એમાં હું મોટા મોર મોરવાના છે ? પીઠા આગર જઈને ઉભા રેવું.

રામભાઈ— હાવે, પેલા વરાડવારા માત્તરને પૂછી આવજે.

ગબો— તમે વાણીઆ નવરા. તમે છૈયમછેવક થાઓ તેમાં આક ઓ હું કરો ? અમારે તો ભાતની કાપણી કરવાના દહાડા આવી લાયગા. ભાતમાંથી પરવાઈરિયા એટલે ગાહ વાઢવાનું. પછી ઉખેડ કરીને વાલ દીવેલા ઓરવાના. તાર પછી અમે એ પેકટીંગ કરવા આવહું.

ગણપતિરામ— જુઓ ભાઇ, બોલીશ તો કડવો લાગીશ. એ આપણાથી કશુંએ થવાતું નથી. ઘર ઝીલશે તો જુવાનીઆ ઝીલશે. પણ આ કૂમળા માખણ જેવા છોકરા દહાડો ના જુએ અને રાત ના જુએ. ઢેકાંની પેખણ રવડે. ત્યારે આપણે હું તમાહો જોયા કરવાના ? લખો મારૂં નામ. એકવાર મરવું છે. બે વાર નહિ.

ધનો— અરે નાચવુ ની તારે આંગણું વાંકુ. બાધો વારા. ખેતીનુ કામ ભેગા મરીને હાથોહાથ કરી લેવાહે અને વારાફરતી પેકટીંગ એ થહે. હૌને આવવું પડે. કરો ઠરાવ કે ઘર દીઠ એકેક જણ છૈયમછેવક થાય. તો હું ? ખરી વાત કેઉં

વનેચંદ— બોલો ત્યારે ઘર દીઠ એક સ્વયંસેવક આપવાનો ઠરાવ પાસ ?

બધા— પાછ, પાછ.

વનેચંદ— ત્યારે પેલા એનું હવે હું ? પેલા અત્યંજ વારા ઠરાવનું હું ?

પાનીઓ— કરો એને એ પાછ !

રામભાઇ— હા, હા, પાછ, પાછ રેલવેલમાં ઢેડાં હાથે નથી બેહતા હું જે ?

વનેચંદ— ત્યારે એ ઠરાવ પણ મંજુર ?

બધા— મંજુર—કબુલ—કબુલ

[વંદેમાતરમ, મહાત્મા ગાંધીજીની જે ના પોકાર અને ભારે ગરબડ સાથે સભા વિસર્જન થાય છે]

# અંક ૨ જો

---

## પ્રવેશ ૧ લો

---

સ્થળઃ વિક્રમપુર

[વનેચંદ શેઠ ઓટલે દાતણ કરતા બેઠા છે. રામભાઈ અને ગબો ત્યાં થઇને પસાર થાય છે.]

વનેચંદ— કેમ રામભાઇ! હવારના પહોરમાં કયાં જવા નીકળ્યા?

રામભાઇ— આ દૂબરા—એની માની બાબદા માર—મરહકાના ઉઠી ઉઠીને તેડવા જીએ તોએ હહરીના આવે ની.

ગબો— એ દૂબરાથી તો પરમેહર તોબા.

વનેચંદ— જતે દહાડે એ દૂબરા તમને નચવે નહિ અને તમારા હેઠ ના થઇ બેહે તો મને કહેજો.

ગબો— હોવે રે હોવે. તેમાં વરી અછહકારવારા પાછા એ હહરીનાં દૂબરાંને ચડાવી મેલે.

રામભાઇ— તમે કાલે વરી પાછા તેમની જ ગાહીમાં બેહી ગીયા.

[એટલામાં સામે ઓટલેથી ગુલાબચંદ આવે છે.]

વનેચંદ— અમે તો ભાઇ એમ જાણીએ કે વાંકે લાકડે વાંકો વેહ. અમે તંત કરીએ તો ગામમાં કજીઓ પેહે.

ગુલાબચંદ— રાસ્ટી નિહારના વખતનાં ગામમાં એ તડ પડી ગીયાં છે તે અજી હંધાતાં નથી. રાસ્ટી કરો—રાસ્ટી કરો—એવું બધાને હૂર ચડયું. તારે લ્યો ભાઈ રાસ્ટી. ધૂર વારી. મારા ઘરમાં એ લોઠાં છે તે એક જતું છે રાસ્ટીમાં અને બીજું જાય છે હરકારીમાં. આપણે તો દૂધમાં ને દહીંમાં બેમાં પગ રાખવો.

ગબો— હોવે ભાઇ હોવે, ઝાઝું તાણી હાઇએ તો તૂટી જાય.

વનેચંદ— ઘણું કરે તે થોડા માટે. હમણાં બધાએ ઘૂઘરા બાંધ્યા છે તે નાચવા દોને. એમની મેરે થાકહે. હા, પાંચ પચ્ચા

રૂપીઆ લઈ જાય તો ધૂર નાખી. અમારે હૌ હાથે ગાનું પયડું. કાલે સભામાં ઢેડાંને બેહાડવાં હશે તો બેહાડવા દો. ઘેર આવીને નાહી નાખીશું. કજીઆનું મોઢું કારૂ. બાકી આપણાથી રેંટીઓ એ ના કંતાય ને પેકટિંગ એ ના કરાય. એ રોજ ઉઠીને કોણ દોડયા કરે ? પેલો નાગરીઓ, દેવલો ને થોડા કણબીના ને બાઠેલાના પોયરા પરવારતા છે તે હડીઓ કાડયા કરે.

ગબો— અરે ભાઈ કાંઆં–તહું. એમાં આપણા ડોહાનું હું જતું છે ? ને વરી પાછું વખતે છવરાજ થીયું તો એમની હાથે કામ રીયું.

ગુલાબચંદ— તારી તે ગબા અક્કલ ગઇ ? આવડી મોટી રાજસત્તા તે પોયરા હું ઉથલાવી નાખવાના ઉતા ? ગામે ગામ આવું ને આવું છે. બધા ગાંધીને કહેવાના કે પ્રજા તીયાર છે, પ્રજા તીયાર છે. પણ છે તીયાર......... . આજ કાલ ઉભરો આવ્યો છે તે ચાર દહાડા નાચી કૂદી લેહે. બાકી અમે વાણીઆ ડાહી માના દીકરા. અમને જરીક એ...એમ લાગે કે હવરાજ વારૂ તરાજવું નમતું છે તો અમે તેમાં બેઠા વગર રહીએ ખરા ? પણ અમે તો જાણી બેઠા છીએ કે ચાંર દહાડા પછી બદ્ધાએ ઠેંઠણે ઠેં થઇને બેહવાના છે !

ગબો— હોવે ભાઇ હોવે.

[ ગબો અને રામભાઇ જાય છે. ]

વનેચંદ— આ કોદાળાઓમાં અકકલની જાત ના મળે.

ગુલાબચંદ— પણ હહરા મમતીલા છે. કેઇ પાણી ચઢાવનારો મળે તે મમતના માયરા મરી છૂટે એવા છે.

વનેચંદ— કાંઇ નવાજૂની તો થવાની.

ગુલાબચંદ— પડશે તેવા દેવાશે. તેવો વખત આવશે તો આપણને ધોરી ટોપી પહેરતાં હું વાર લાગવાની છે ?

[બેઉ જાય છે.]

---

# પ્રવેશ ૨ જો

---

સ્થળ: વિક્રમપુર

[દારૂના પીઠા તરફ જવાના રસ્તા ઉપર સ્વયંસેવકો ઉભા છે.]

**૧લો સ્વયંસેવક**—નાગરજીભાઇ પિકેટિંગ તો એવું કરીએ કે પીઠા આગર એક ચલીઉં ના ફરકે.

**૨ જો ,,** —મધરાત સુધી પીઠા આગરથી ખસે છે જ કોણ ?

**૩ જો ,,** —ખાઇને આયવા છીએ અને રૂમાલે બાંધીને રોટલા ને અથાણું લેતા આવ્યા છીએ. તમારે જરાએ ફિકર ન કરવી. તમે બીજી ટૂકડીને મોલશો ત્યાં સુધી અમે આ જગ્યા છોડવાના નથી.

[દેવકુમાર પ્રવેશ કરે છે.]

**નાગરજી**— દોસ દેવુ ! તું ખરે અણીને વખતે આવી પહોંચ્યો છે. આ બહાદૂર સ્વયંસેવકોની સરદારી તું જો લેતો હોય તો મારે પાછું વળીને જોવુંજ ન પડે. કેમ ભાઇઓ ! ભાઇ દેવકુમારને તમારા સેનાપતિ બનાવીએને ?

**એક બે જણ**—હા, હા, એમની સરદારી નીચે કામ કરવા બધાએ તીયાર છે. એમને કોણ નથી ઓળખતું ? હોમરૂલ વખતે એમની સાથે અમે ગામડે ગામડે રવડયા છીએ.

**દેવકુમાર**— પણ હું બધો વખત પિકેટિંગના કામ પાછળ નહિ રોકી શકું. પરમ દિવસે ગાંધીજીને હાથે જ મારે "ગાંધી ઉદ્યોગ મંદિર" ની સ્થાપના કરાવવી છે. જુના રેંટિયા સમારવા અને નવા ઘડવા માટે હું સુથારને બેસાડીને આવ્યો છું તો પણ હું વખતો વખત આવતો રહીશ.

**૧લો સ્વયંસેવક**—તમને વખત મળે ત્યારે આવજો ને ! તેમાં હું છે ? તમારે જરાએ ફિકર ન કરવી. અમારા કામમાં અમે જરાએ કચાશ નહિ રાખીએ.

**નાગરજી**— શાબાશ, મારા વીરાઓ ! સાચા સિપાહીને છાજે એવું કામ કરી બતાવજો.

**૨જો સ્વયંસેવક**—તમે જોજો તો ખરા ! કોની મગદૂર છે કે અમે ઉભા હોઇએ ને પીઠામાં પેસે ?

નાગરજી— તમે ધારો છો એટલુ આ કામ સહેલુ નથી. પહેલાં તો પીઠાવાળો અને તેના બગલીઆ તમારી મશ્કરીઓ કરીને તમને ચીડવશે પણ જ્યારે તેઓ જાણશે કે તમારી હાજરીથી તેમનો વેપાર મરવા પડયો છે ત્યારે તમને નીચ ગાળો દેશે. તમે ગુસ્સામાં આવી જઇને ભાન ભૂલી જાઓ અને નહિ કરવાનું કરી બેસો એવાં એવાં વેણ મ્હોંમાંથી બોલશે. પોતાનાં માણસોમાંથી કોઈ કોઇને તમારી સાથે ટંટોફિસાદ કરાવવા મોકલશે અને જરાક પણ બ્હાનું મળ્યું તો તમારા ઉપર હુમલો કરવા ચૂકશે નહિ. માટે જ તમને ફરી ફરીને કહું છું કે બધો વખત તમે મહાત્માજીનું સ્મરણ કરતા રહેજો. તેમની ધારજ, તેમની ક્ષમાવૃત્તિ અને તેમની શાંતિનું ધ્યાન તમારા મનમાંથી કદી ખસેડતા જ નહિ. આ પણ એક ભારે તપશ્ચર્યા છે—યોગસાધના છે. વિરોધીઓ તેમના તમામ નીચ ઉપાયોને અમલમાં મૂકયા વગર રહેનાર નથી. આબકારી ખાતાના અમલદારો દારૂવાળાઓની પીઠ થાબડવા તૈયાર જ છે. માટે હું તમને વારંવાર કહું છું કે ખૂબ ધીરજ રાખજો. ગાંધી બાપુની શાંતિમય લડાઇની કીર્તિ ઉજ્જવલ રાખજો. આપણા વિરોધીઓને બરાબર બતાવી આપજો કે જો તલવારથી પાણીને કાપી શકાય તો ગાંધીજીના સૈનિકને ભાન ભૂલા કરી શકાય. આટલું જો તમે કરી બતાવશો તો સ્વરાજ લેવું એ તો એક રમત છે.

એક સ્વયંસેવક—અમે જાણતા નથી હું? મરીને સ્વરાજ લેવું છે; મારીને નહિ.

દેવકુમાર— તમારા જેવાના લોહીથી સ્વરાજનું ચણતર થવાનું છે. ખૂબ સાવધાન રહેજો. પીઠાથી દૂર ઉભા રહેજો. કોઇનો હાથ પકડીને અટકાવતા નહિ. તમારી ઉપરવટ થઇને જાય તો જવા દેજો.

નાગરજી— અરે તું જો તો ખરો! દારૂતાડીને આપણે ચારે બાજુએથી ઘેરી લઇશું. તરવાડાઓ ખજૂરા ન છેદે અને

કુંભાર ઘડીઆં ન ઘડે એવી ગોઠવણુ કરવાની યોજના હું ઘડી રહ્યો છું. કાળીપરજના અને કોળીઓમાં પણ હું પગ પેસારો કરવા લાગ્યો છું. તેમના કેટલાક આગેવાનોની સહાનુભૂતિ હું મેળવી રહ્યો છું અને મારૂં બનશે તો તેમના પંચ મારફતે એવો બંદોબસ્ત કરાવું છું કે દારૂ પીનારને તેઓ ન્યાતબહાર મૂકે અથવા દંડે. પણ આ જુવાનો માટે મને બધો વખત ચિંતા રહ્યા કરવાની. તું તેમને સમાલતો રહેજે. મારે હમણાંજ કોળીઓની એક સભામાં જવાનું છે.

દેવકુમાર— અને મારા રેંટિયાનું સમારકામ મારી રાહ જોઇ રહ્યું છે. ભાઇઓ, તમે પોતપોતાની જગ્યાએ જઇને ઉભા રરહો. ખૂબ સાવધાન રહેજો. હું દિવસમાં બે ત્રણ વાર આવતો જ રહીશ.

[નાગરજી અને દેવકુમાર જાય છે,]

એક સ્વયંસેવક—ચાલો અલ્યા ગાઇએ. હું ગાઉં અને તમે બધા ઝીલો:—

દારૂવાળા દારૂ, દારૂવાળા દારૂ તારો હંતાડ !
પીવો નથી કોઇએ ગાંધીજીના રાજમાં.
માફ કર બાવા એ તારો વેપાર
પીવો નથી કોઇએ ગાંધીજીના રાજમાં. દારૂવાળા૦

તારો દારૂ તો કાતીલ ઝેરરે,
તેણે વાર્યો છે કારો કેરરે,
ઘેર પોર્યાં ભૂખે મરી જાય૦ દારૂવાળા૦

ઢેફાં ફોડીને પેટીયું કાઢીએ,
જાર છાસની રાબ બનાવીએ,
પીને પડી રહીએ એકવાર૦ દારૂવાળા૦

ગાંધી બાપુની શીખ એમ માનહું,
અમે ચોખ્ખા મનખ થઇ માલહું,
ગણહું દારૂ તાડીને હરામ૦ દારૂવાળા૦

[એટલામાં કોળી સ્વયંસેવકોની મંડળી આવે છે અને દાંડીઆ રાસની ઝીક બોલાવે છે.]

તમે પીશો મા પીશો મા પીશો મા દારવો પીશો મા;
તમે ભડ ભડ ભડ બાળનારો કે „ „
તમે પીઓ તો ગોરસ પીજો કે „ „
તમે ભડ ભડ ડીલ બાળનારો કે „ „
તમે પીઓ તો પ્રેમરસ પીજો કે „ „
તમે ભડ ભડ દીલ બાળનારો કે „ „
તમે પીઓ તો આમરસ પીજો કે „ „
તમે ભડ ભડ ધન બાળનારો કે „ „
તમે પીઓ તો રામરસ પીજો કે „ „
તમે ભડ ભડ પુણ્ય બાળનારો કે „ „

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ૩ જો

સ્થળ: માધવપુર

[સ્વયંસેવકોનું એક મોટું ટોળું ગાતું ગાતું ચાલ્યું આવે છે. સૌને શરીરે સફેદ બાસ્તા જેવી ખાદી છે અને હાથમાં ત્રિરંગી ધ્વજાઓ છે.]

**સ્વયંસેવકો**— (ગાય છે)
ભલે આવો ગાંધી રસ પીજીએજી;
કોણ પીતા ધરાયું ? ભલે આવો૦—
પીવો પીવો ને પડી ઉઠીને પીવો,
પીતાં પરમપદ પામીએજી
કોણ પીતાં ધરાયું ? ભલે આવો૦—

[માધવપુરના બે પટેલીઆ તેમને દૂરથી આવતા જુએ છે]

**નારણ**— અલ્યા મોરાર ! આ તો દેહું જાણે ગાંડાનું જ ટોરૂ,તો !

**મોરાર**— હઉવે ! માંથા તો પોયરા છે અને ધયડા ડોહા ઓ છે. અયલા ! એ છે હું ? હહરા તાનમાં આવી ગીયા છ તાનમાં.

**નારણ**— હઉવે રે હઉવે ! કાદવ પોંદતા પોંદતા આછવા દેહું. ઘુંટણ લગણુના ટાંટીઆ ખરૂંઇ ગીયા છ. ડોહા ડગરાને ઓ બહુ દૂર ચયડું છે !

[એટલામાં ત્યાં લલ્લુ હાજી આવી પહોંચે છે. ]

**લલ્લુ**— નાયણા ! તે ના ઓરખ્યા ? એ તો રાસ્તીવારા. હમણેં હમણેં ગામે ગામ દોડીઆ જ કરે—દોડીઆ જ કરે. પેલે દહાડે હું હીમરોદ ગીયો'તો. તે તહિંએ એવા એ જ ઉતા. હીમરોદમાં એ રાસ્તી કરાવી ત્યારે જંપ્યા. ગામે ગામ હરકારી નિહારે તારાં દેવાઇ ગીયાં અને બધેબધ રાસ્તી થઇ ગઇ. આપણે તાં એ રાસ્તી કરાવવાના જો!

[ સ્વયંસેવકો નજીક આવતા જાય છે. ]

**નારણ**— એમેં તો આપણા હગાવાલા એ દેહું. પેલો રીઓ જીવણનો વેવઇ હરિ પરાગો અને પેલો કેહું તે રામાનો જમઇ અમથો કારો.

**મોરાર**— હોવે અયલા ! એ કેમનો વેહ થવાનો ?

**લલ્લુ**— એ હહરીના તો એવા છે કે વાત લીધી તે લીધી. છોડવાના જ ની. હીમરોદવારા કે' અમે રાસ્તી તો કરીએ પણ પોયરાનું ભણવાનું બધું ખોરાઇ જવાનું. પણ હાંભરે જ કોણ ? હરવારે રાસ્તી કરાવી તારે જ તાંથી ઉયઠા. હગાવાલા રીયા અને માંહોમાંહનું કામ રીયું તે હહરીનું કાં હુધી ખેંચી હાઇએ ?

[સ્વયંસેવકો લગોલગ આવી પહોંચ્યા]

**નાગરજી**— બોલો વંદેમારતમ ! મહાત્મા ગાંધીજીની જય !

**સ્વયંસેવકો**— વંદેમાતરમ ! મહાત્મા ગાંધીજીની જય !

**લલ્લુ**— અયલા ! આ વરી હું વેહ લઈ આવ્યા ?

**નાગરજી**— એક વરસમાં આપણે સ્વરાજ લેવું છે એમાં તો જરાએ મીનમેખ નથી. આખા દેશમાં જે થવાનું હોય તે થાઓ પણ આ વરસની આખરે આપણો બારડોલી તાલુકો તો સ્વરાજને માટે પૂરેપૂરો તૈયાર થવો જ જોઇએ, અને આપણે ત્યાં આપણે સ્વરાજની ધ્વજા ચડાવવાની જ.

**નારણ**— તે ગામમાં આવહો કે પાદરે ઉભા ઉભા હવરાજ હવરાજ કરવાના ?

**લલ્લુ**— એમ પાવડે પગ અને ધરમ ઉપદેશવારી તમે કરો તે હારૂ ની કહેવાય.

નાગરજી— સાર ન કહેવાય તે તો અમેઓ જાણીએ છીએ. પણ અમારે વખત ટૂંકો અને કામ ઘણું. તાલુકાનાં સવાસો ગામ છે. ત્યાં બધે સરકારી શાળાઓ બંધ થવીજ જોઇએ અને રાષ્ટ્રીય શાળાઓ ઉભી થવી જ જોઇએ. પચાસ ગામમાં તો અમે સરકારી શાળાઓમાં તાળાં દેવડાવ્યાં છે અને બાકી રહેશે ત્યાં—

લલ્લુ— તમે ખાહો પીહો ખરા કે ની ? આયવા તાંથી જ હહરીનું રાસ્તી રાસ્તી! મારા ભઈ એવું હું ?

ગોકળભાઇ— અમારો મુકામ તો તમારા પાદરે આ પીપરા નીચે. જાઓ, જઈને ગામ ભેગું કરો એટલે ઘણું થયું.

નારણ— તમે હગાવાલા થઇને અમારૂં નાક કપાવવા બેઠા છો ? અમારે ઘેર મારા ભઈ અનનું હું દેવારવું આવી ગીયું છે? રાસ્તીઓ થહે તે બધું એ થહે. તારે હું ?

નાગરજી— પણ જુઓને, અમે છીએ નાના મોટા થઈને ચોખ્ખા સવા બસેં જણ. તે—

નારણ— તમે એવું—હું બોલો ? પાંચછેં માણુસ હોય તો એ રસોઈ થતાં હું વાર લાગવાની ઉતી ? માણુહ કોને બાયણે છે?

[સ્વયંસેવકો ગાતા ગાતા ગામમાં જાય છે. લલ્લુ પટેલને ઓટલે નારણ, મોરાર, નરસૈં, મકનજી, જોધાજી, નેમચંદ, જીવણજી બધા કણબી અને વાણીઆના આગેવાનો ભેગા થયા છે.]

મોરાર— હવે આનો હું વેદ મૂકવો ? આ રાસ્તીવારા તો જાણે વાત ઝાલી તે ઝાલી. ઝાલ્યું તે છોડવાના જ ની.

નરસૈં— પણ પોયરાંના ભણતરની પત્તર ધમાઈ જવાની તેનું હું ?

જોધાજી— રાસ્તી કરી મેલોની! તારે હું તો ? પણ કહું તે સરકારીને ઉલારી મૂકવાની વાત કરો તેમાં અમારો મત નહિ. રાસ્તીમાં જવું હોય તે રાસ્તીમાં જાય અને સરકારીમાં જવું હોય તે સરકારીમાં એ જાય. હાપ મરે નહિ અને લાકડી ભાંગે નહિ એવું પલાણ ઉતારો.

નરસૈં— એમ માને તારે તો હૂતરૂં જ તો. પણ માને હાના જે ?

**મકનજી—** હું તો જાણે પરથમથી જ કહેતો આયવો છું કે જાણે પલેગ ચાયલો'તો એમ મન વારોની! વરહ છ મહિના પોયરા ની ભણે તો એ હું ભણી ભણીને મોટા પોફેછર થઈ જવાના ઉતા?

**નારણ—** કાંઇ એવો પેન્ટ કાઢોની કે છરકારી ઓ રહે ને રાસ્તી ઓ નીકરે.

**મકનજી—** હવે પેન્ટ ને બેન્ટ. ગામે ગામ રાસ્તી થઇ ગઇ ને નહિ થઇ હોય તાં એ થવાની. અને રાસ્તીમાં પોયરા ની હું ભણવાના જે? હરકારીમાં ઓ માસ્તર ભણાવી ભણાવીને ઊંધા વરી જાય છે તે જોઈછેને. વીહ વીહ પચ્ચી પચ્ચીના બે માસ્તર રાખહું.

**નેમચંદ—** તમે કહો તેની ના નહિ. પણ નભશે કેટલા દહાડા? રાસ્તી લાંબી ચાલવાની નથી અને એકવાર સરકારી ઉઠાડી મેલશો તો ફરી ઉભી થવાની નથી. જે કરો તે વિચાર કરીને કરજો. ફરી પાછા સરકારની દાઢીમાં હાથ ઘાલતા જવું ના પડે.

**મકનજી—** તમારામાં તમારાપણું ઓહે તો નભતાં હું ગોદો વાગી જવાનો છે? રાસ્તી તમને કોઇને ભારે ની પડે. વરહ દહાડો રાસ્તી મારે એકલાએ ચલાવવી. જાઓ, કોઈ પાહે રાતી પૈ લીધા વગર. જાને, એક વરહ જાણે કપાહનો ભાવ નોતો આયવો.

**હરિ પરાગ—** છો મહિના પછી તો હરાજ થવાનું. તમારા થકી છો મહિના અહંસ ઓ રાસ્તી ની થાય? જાઓ, મારા ભઈ! આમારે તહિં અમે રસ્તી કરી લાખીને?

[નેમચંદ અને જીવણજી એક બાજુએ જાય છે.]

**નેમચંદ—** જીવણા! તું માન કે ન માન; પણ આ રાસ્તીવારા આયવા છે તે રાસ્તી કરાવ્યા વગર ખહવાના નથી. માંહ્યુ તમારા હગાવાલા રહ્યા તેથી તમારાથી ડખું ચોખ્ખા ખહ-ડાવાશે નહિ. રોજના હો હવાહો રૂપીઆ ખાધાખાઠમાં ચટણી થઇ જવાના.

**જીવણજી—** તારો પેન્ટ હું હમજ્યો. તારે તે કરતાં કરી લાખોએ રાસ્તી! ચાર દહાડા પછી એ કરવી તો પડવાની જ. આ

રૂપીઆ ખચહે તેને લાખો રાસ્તીમાં. મકનજી ભાણો વરહ દહાડાનું માથે લે છે. થોડું થોડું બધાએ વરી આપી છૂટહું.

[ લલ્લુ હાજીને બોલાવે છે. ]

જીવણજી— લલવા! ઝાઝુ તાણી હાવામાં ભલીવાર નથી થવાની. નેમચંદ કહે છે કે ખાધાખાઈમાં પાંચછેં હાંચછેંની...જવાની તે કરતાં કરી લાખોની રાસ્તી. હૌ આગે આગે ગોરખ જાગે. અને વરી પાછું—

નેમચંદ— હું જોધાને પૂછી જોઉં....પછી બધી વાત.

[ નેમચંદ અને જોધાજી એક બાજુએ જાય છે. ]

નેમચંદ— જોધા, હમણે રાસ્તીનો વા વાયો છે તે રાસ્તી થવાની, થવાની ને થવાની. તારે આપણે વાણીઆ હું કરવા ગામથી જુદા પડીએ અને ભૂંડાશ લઇએ ? એક વરહનું તો મકન ભાણો માથે લે છે અને ખૂટહે તે ગામાત શીલકમાંથી આપી લેવાહે. પાંચ પચ્ચા આપવા પડહે તો આપી છૂટીહું. માટે તું મૂકય વાત પડતી.

જોધાજી— થવા દે તારે. પણ પોયરા રવડી મરવાના. એકવાર ઉડાડી મૂકી એટલે સરકારવારા નાકલીટી તણાવશે.

નેમચંદ— તે હું નથી જાણતો હું જે ? હૌની વલે તે વહુની વલે. પણ હમણે તંત કરવાનો વખત નથી. માટે હમણે વખત વિચારી જાઓ.

જોધાજી— ચાલ તારે સમે વર્તે—

નેમચંદ— સાવધાન. (તાળીઓ આપે છે.)

(નેમચંદ અને જીવણજી સૌને જાહેર કરે છે.)

નેમચંદ— તમારે બધાને રાસ્તી કરવી હોય તો અમારી ના નથી. ખરચ ભાગા બીશો નહિ. એ તો હૌ આવી મલશે. નાખો કપાહના ગાલ્લા દીઠ પાયલી પાયલી.

જીવણજી— હાંભરો ભાઈ! બધા મલકમેં રાસ્તી થઇ ગઈ તારે આપણુને હું ભારે પડી જવાનું ઉતું ? આપવાવારો હજાર હાથનો ધણી બેઠો છે.

મકનજી— તમારામાં સ્રધા ઓહે તો કચ્છુ નથી અડી રહેવાનું.

નારણ— હાંજ પહેરના થાઓ પાછા બધા ભેગા અને કરી લાખો

બદોબસ કે કાલથી કોઇનો પોયરો કે પોયરી છરકારીમેં જાયની.

**ઘણા—** હા હા, કરોની તો હું છે તે ?

**સ્વયંસેવકો—** વંદેમાતરમ!

## પ્રવેશ ૪ થો

સ્થળ: **વિક્રમપુર**

(ગામને સીમાડે ચારપાંચ દૂબળા બેઠા બેઠા વાતો કરે છે નાગરજી અને ગોકળ તેઓ ન જાણે એમ એક બાજુએ ઉભા ઉભા સાંભળે છે.)

**૧ લો દૂબળો**—કાલવારી છભામેં તો ભલભલુ હાંભઈરૂં.

**૨ જો દૂબળો**—હઉવે અયલા ! ખરેખરો તાલ આવેલો.

**બેત્રણ જણા**--તે હું ઉતુ પોયરાઓ ?

**૧ લો દૂબળો**--કોઈ દાઢીવારો મોટો છાએબ ભાછણ કરવા આવેલો. નામ ઓ—હારૂ હારૂ ઉતુ.

**૨ જો દૂબળો**--વિઠ્ઠલભાઈ પટલ.

**૨ જો દૂબળો**—તેણે છરકારની એવી તો ધૂર ખંખેરી લાખી !

**૩ જો દૂબળો**—હમણે હમણેના બહારના લોક આવીયા જ કરવાના. તી દહાડે કોઇ બૈરી આવેલી. તી દહાડાવારી છભામાં હું ઓ ગીએલો. બોલે તે એવું કે જાણે કોયલ ટઉકી. હાંભરીઆ જ કરીએ.

**૨ જો દૂબળો**—હઉને, છમજણ તો હરૂપરૂ પડે, નીઓ પડે. પણ— હાંભરી હાંભરીને હુર ચડે હુર. કોઇ રાણી ઓહે.

**૧ લો દૂબળો**—પેલો છાએબ કહે કે ટોપીવારાને ખદેડી કાડો અને છવરાજ વારૂ કરો. છવરાજ થાય તો રૈયતને હુખ થઇ થાય. આપણુને હૌને પેટ ભરીને રોટલા ખાવાના નીમરે અને ટોપીવારા છછરીના એ એ એ એ ખાઇ પીને બકરકૂદી કરે.

**૩ જો દૂબળો**—તે આપણા લોકમેં છંપ ની તે હારૂને ? છંપ હોય તો ટોપીવારાને કાલ છવારનેપોર ખદેડી મેલીએ.

**૨ જો દૂબળો**—એ તો છઉ નાલામોટા એક થાય તારે તો હારાં વાનાં થાય.

**૪ થો દૂબળો**—એક ની થહે તો જહે કાં ? માથે ટપલા પડહે : એટલે હૌ

એક થ . તે દહાડે થોડું લોક ટોરે થીયુ તુ? ગાંધી માત્મા અ.વેલો તે દહાડાવારી વાત હું તો કેહું.

૧ લો દૂબળો--હવે. એ લોક—એ લોક—એ લોક! થારી લાખ્યા હોય તો ચાલી જાય. રૂપેયાનો વહરાદ વરહે. મેં આ ગોઈને પગે લાગીને અડધો મૂકેલો.

૨ જો દૂબળો--એ તો મનખ ની હો. એ તો દેવ છે દેવ.

૪ થો દૂબળો--જાણે ની ને હું છાંટ મારીઆ કરો ઓહે ? એ તો કેથો રાજા ઉતો રાજા. એણે તો રૈયતને હારૂ બદ્દધું છોડી દીધલું. અને, એની રાણીને અને એના કુંવરને ઓ ટોપીવારે કેદમાં લાખેલા.

૧ લો દૂબળો--હું કહું તે હાંભરો. ટોપીવારે કેદમાં લાખેલો એ વાતની ના ની કેહું. પણ છે તે થીયું એમ કે એક ગાંધી રીયો જાણે કેદમાં અને વરી પાછું બાજુ રૂપ લેત્તોકને ગીયો ટોપીવારાને બંગલે. ટોપીવારે આંગરાં કડડયાં અને હાથ જોયડા. તે દેવ વગર થતું ઓહે હું ?

૩ જો દૂબળો--હઉવે. મારે તાહેનું પોયરૂ માંદુ થઈ ગીએલુ. બાધા રાખી કે ગાંધી મારાજ! પોયરૂ હરતુ ફરતુ થહે તો હવા રૂપૈઆ ને નારીએર ચડાવીહું ને હાત વરહનું થહે તાં લગણ ધોરી ટોપી પેરાવીહું. તે મારૂં વાલકુ ટપ લૈને રમતુ થૈ ગીયું.

૨ જો દૂબળો- એવા પરચા અમે ઓ દીઠા છે. બોકડું છછરીનું દોહવા ની દેય. વચકે જ જાય. વચકે જ જાય. ઘીનો દીવો કરતેકને ગાંધી મારાજના નામનો દોયડો બાંયધો કે ચડપ લૈને વરગાડ નીકરી ગીયો. હઉવે.

[ નાગરજીથી હસી દેવાય છે ]

૨ જો દૂબળો--અયલા! એ કોણ ઓહતુ છે ? (જોઈને) કોણ નાગરજીભાઇ! ઉભા ઉભા બધું હાભરીઆ જ કરતા ઉતા કે ?

નાગરજી— અલ્યા શીવલા! ગાંધી મહારાજનો દોયડો બાંધીને તારા બોકડાનો વરગાડ કાઢયો ત્યારે લાવ તને દોયડો બાંધુ એટલે તને તીજે દહાડે પારહીના પીઠામાં જવાનો વરગાડ છે તે ઓ નીકરી જાય!

શીવલો— નીકર છે ત્તો. તમે છવરાજવારી ધજા ચડાવહો તે દહાડેથી બદ્દધું એ નીકરી જહે.

ગોકળભાઇ— ગાંડા ! આજથી નીકરે તારે જ ધજા ચડેની ! પીધેલ લોકથી કાંઇ સવરાજ લેવાવાનું ઉતું ? તમે ગાંધી મહારાજને દેવ માનો ત્યારે પછી તે દેવ કહે તે કરવાનું ખરૂં કે નહિ ? કેમ અલ્યા કોહ્યલા બોલતો નથી ?

કોહ્યલો— વાત તો હાચી ત્તો. પણ કેહું તે નઠારી શોબતના છાંટા લાયગા ને નબરી ટેવ પડી ગેઇ તે આજ ને આજ જાય હું જે ?

શીવલો— જાય ની તો હું છે ? જા, આજથી મારે મોઢે ના અરાડવો.

કોહ્યલો— અને પીએ તો ?

શીવલો— પીઉં તો ગીમાડીઆ માતાના હમ મેં તો વહ્લબરામ ભગતની કંઠી બાંધી તારનું વરજેલું. પણ લડાઇમેં બછરે જી આયવો તાંથી પાછો વટલહને આયવો.

નાગરજી— ત્યારે હવે આજથી ?

શીવલો— કીધું તે હું ? ની પીવાનો વરી ? તમે એક વાર કી છવરાજની ધજા ચડાવો એટલે થીયું. ચાલો અયલા છાંજ પડવા આવી. ( ગાય છે )

રંગ લાયગો, રંગ લાયગો. ગાંધી તમારો રંગ લાયગો રે.

[બધા દૂબળા ઝીલે છે અને ગાતા ગાતા જાય છે. ]

નાગરજી— ગોકળ ! આ સર્વવ્યાપી જાગૃતિને વ્યવસ્થિત કરી દઈને આપણે લડાઇનો મોરચો ન માંડીએ તો આપણો જ વાંક.

ગોકળભાઇ— મોરચો મંડાયો જ જાણજે ! ગાંધીજી અને બીજા દેશનાયકો પણ અહિંની પરિસ્થિતિ જોઇ ગયા છે. વિઠ્ઠલભાઈના મનમાં એક વાત તો બરાબર ઠસી ગઈ છે કે આપણે ત્યાંના જેવી તાલીમ કોઈ જગ્યાએ નથી. તે આવ્યા તે દહાડે હજારો માણસોએ જે વ્યવસ્થા બતાવી તે જોઇને એમ જ થાય કે ઓછામાં ઓછી એક વાત તો અહિં સિદ્ધ થઈ ચુકી છે કે નેતાઓ જે જે આજ્ઞા કરશે તેનું લોકો વ્યવસ્થિત રીતે પાલન

કર્યો જ જશે. હજારો માણસની સભામાં કેટલી ધીરજ અને કેટલી શાન્તિ ? ગાંધીજીએ પોતે પણ આ વાત ધ્યાનમાં લીધી હશે જ.

**નાગરજી—** લોકોએ તો આપણે જે કહ્યું છે, તે કર્યું છે અને હજી એ કરશે. આવતી મહાસભા અને મહાસભાની કાર્યવાહક સમિતિ શા નિર્ણય ઉપર આવે છે તેની જ આપણે રાહ જોવાની છે.

**ગોકળ—** સરકારને લડાઇ આપવા માટે ગાંધીજી બારડોલી તાલુકો પસંદ કરશે એમાં મને શક નથી. વળી લડાઈ દરમ્યાન લોકો ધીરજથી કષ્ટ સહન કરશે અને પૂરેપૂરા અહિંસક રહેશે એની પણ તેમને ખાત્રી થઇ છે.

[માથા ઉપર ઘાસનો ભારો લઇને એક યુવાન બાઈ પસાર થાય છે.]

**દીવાળી—** ગોકરભાઇ ! દહાડો ને રાત તમારે મોઢે તો છવરાજનીજ વાતો !

**ગોકળભાઇ—** દીવાળી બહેન ! હવે સવરાજની વાતો કરવાના દહાડા પૂરા થવા આવ્યા અને આજ કાલમાં લડવાનો વખત આવી લાગ્યો જ જાણજો.

**દીવાળી—** તે લડજોની, હું છે તે ?

**ગોકળભાઇ—** રઘાભાઇને અમારી સાથે સરકાર કેદમાં લઇ જશે ત્યારે?

**દીવાળી—** તેમાં હું વરી ? કંકુનો ચાંલ્લો કરીને ના વરાવીએ તારે મને કહેજો.

**નાગરજી—** કેદમાં સુખ નથી હો.

**દીવાળી—** દૂખ વના સૂખ આવતું ઓહે હું જે ?

**ગોકળભાઇ—** અને પછી ખેતીનું ?

**દીવાળી—** ખેતીનું વરી હું ? દૂબરા એ રીયા. અમે હાહુવહુ એ જણી હાથોહાથ કરી લેહું. ને તમારા ભાઇ આજે ઓ હું ધાડ મારતા છે ?

**નાગરજી—** સરકાર વીફરે તો બૈરાંને ઓ કેદમાં નાખે.

**દીવાળી—** એમ બીવડાવો છો હું ? કેદમાં લઇ જહે તો કેદમાં જઈહું. મારી તો નથી લાખવાનો ? ને મારી લાખહે તો એ એકવાર હઉને મરવું છે. અમારી ચિન્તા

તમે રખે કરતા. તમે એકવાર ધજા તો ચઢાવો !

[હસતી હસતી દીવાળી પગનાં જોડવાંના ઠમકાભેર ચાલી જાય છે.]

ગોકળભાઇ— નાગરજી ! જોયું ? એક મૂઠી હાડકાંની કાયાવાળા કીમીઆગરે કેટલું શૂરાતન જગાડયું છે ?

નાગરજી— એ તે સાચો કીમીઆગર !

બિલ્લીસેં જબ શેર લડાઉં,
ચીડીઆંસે જબ બાજ ગિરાઉં,
તબ ગોવિન્દસિંહ નામ કહાઉં.

એ આ જાદુગરે કરી બતાવ્યું. આખા બારડોલી તાલુકામાં હું જ્યાં નજર કરૂં છું ત્યાં ત્યાગ, શૌર્ય અને નિર્ભયતાના પડછન્દા ગાજી રહ્યા છે. કેટલાક તો લડાઇની ચાતકની માફક રાહ જોઇ રહ્યા છે. તેમના હૃદયનો થનથનાટ રોકયો રોકાય એમ નથી. "બારડોલી ભારતકી થર્મોપોલી" વાળું ગીત ગાતાં આપણા સ્વયંસેવકોનો રણોન્માદ જોઇને કોની છાતી ન ફૂલે ?

ગોકળભાઈ— ઠીક યાદ દેવડાવ્યું. આવતી કાલે આપણા તાલુકાના યુવાનોને મહાસભાના સ્વયંસેવકો તરીકે અમદાવાદ મોકલવાના છે. આપણે અહિં ઘણો વખત કાઢી નાખ્યો. મારે હવે જવું જોઇશે.

નાગરજી— એમની આગેવાની દેવકુમારને આપી છે ને ?

ગોકળભાઇ— હાસ્તો. એ આવ્યો ત્યારથી એણે કેટલાક કામની જવાબદારી પોતાના માથા ઉપર લઇ લીધી છે. ચાલો, હવે ઘર તરફ.

---

## પ્રવેસ ૫ મો

સ્થળઃ **વિક્રમપુર**

[ ગુલાબચંદ નામું લખતો બેઠો છે. તેનો ઘરડો બાપ રામાજી બેઠો બેઠો તપખીર સૂંઘે છે. એવામાં **વનેચંદ** ત્યાં આવે છે. ]

**વનેચંદ—** જાણ્યું કે? વાત તો વધી ગઈ.

**રામાજી—** તે હું વાત વધી ગઈ? વના!

**વનેચંદ—** (રામાજી બહેરો હોવાથી મોટેથી બોલે છે) અમદાવાદમાં બધું લોક ભગુ થયું'તુ. તહીં ઠરાવ થયો કે સરકાર સવરાજ ના આપે તો લડાઇ કરવી અને કોઇએ ફીસ ના ભરવી.

**રામાજી—** તે હેનું સવરાજ ?

**ગુલાબચંદ—** કપ્પાળ તમારૂં.

**રામાજી—** ગુલબા ? એમ ઉતારી હું પાડે ? હમજણ તો પાડ.

[ડાહ્યાભાઇ ગુલાબચંદના ઘર આગળથી પસાર થાય છે.]

**વનેચંદ—** અલ્યા ડાહ્યુ ! નાતાલથી કયારે આવ્યો ?

**ડાહ્યાભાઇ—** આવ્યો'તો તો વીસમીએ. પણ અહિં એક રાત રહીને કોન્ગ્રેસ જોવા અમદાવાદ ગયો'તો.

**વનેચંદ—** અહિંથી કોણ કોણ ગયા'તા ?

**ડાહ્યાભાઈ—** નાગરજી અને ગોકળભાઇ ડેલીગેટ હતા. હું તો પ્રેક્ષક હતો. દેવકુમાર અને બીજા બધા સ્વયંસેવક થઇને ગયા હતા.

**રામાજી—** મને તો એમાં કંઇ હમજણ ની પડે તે છામસેવક થઇને કઇરૂં હું તે તો કહે.

**ડાહ્યાભાઇ—** કર્યું શું ? સ્વરાજ લેવું છે અને સરકાર સ્વરાજ ના આપે તો લડાઇ માંડવી એ આખા દેશનો નિશ્ચય થઇ ચુકયો છે. શરૂઆત આપણે ત્યાંથી કરવાની છે.

**વનેચંદ—** અલ્યા ફીસ નહિ ભરવાની વાત ચાલતી છે, ખરી વાત?

**ડાહ્યાભાઇ—** જ.

ગુલાબચંદ— સરકારની તોપો દીઠી છે ને ? ગાયકવાડે પીલવાઇ તોપે ઉરાડી મૂકયું તે દહાડે તું નાનો હોઇશ.

ડાહ્યાભાઇ— આપણે ઓછાજ પીલવાઇવારાની પેઠે બંદુકો લઇ લઇને લડવા નીકળી પડવાના ઉતા ? આપણે તો બેઠો બળવો જગાડવાનો છે. ને તેમ કરતાં એ સરકાર તોપ ચલાવશે તો મરદને મોતે મરીશું.

વનેચંદ – તોપની વાત તો આઘી રહી, પણ સરકાર ઘરબાર, ઢોર ઢાંખર, જમીન અને મિલકત બધું એ જપત કરી લેશે ત્યારે ઢીલાં મોઢાં થઈ જશે.

ડાહ્યાભાઇ— મિલકત જપત કરશે. પણ લેનાર કોઇ હરામજાદો નહિ ઉભો થાય તો મિલકતને શું સરકાર બચકાં ભરશે ? અને જમીનનાં ઢેફાં શું વિલાયત ઊંચકી જવાના ?

રામાજી— મને આમા કંઇ હમજણ નથી પડતી. ચાલ ગુલાબા ! આપણે કેસરીઆજીની જાત્રાએ જઈ આવીએ. બધું ટાઢું પડશે ત્યારે આવીશું.

વનેચંદ— અલ્યા ! તમે લોકોને ગરદન મરાવવા બેઠા છો. આ નાગરીઓ, ગોકરીઓ અને દેવલો તો ફૂરીએ ચડે એવા ઉતા. તેમાં તું પાછો ઉમેરાયો !

ડાહ્યાભાઇ— બધો મુલક ઉમેરાશે. તમારા જેવાં જ થોડાં જ ગાંગડાં રહે તો રહે.

ગુલાબચંદ— તે તમારું બધાનું પલાણ હું છે તે તો બોલ !

ડાહ્યાભાઇ – વરી પલાણમાં હું મોટા મોર મારવાના ઉતા ? આપણે ગામે ગામ બંદોબસ્ત કરી દઇએ કે કોઇએ ફાસ ભરવી નહિ. ગાંધીજી અને બીજા દેશનાયકો આપણા તાલુકા-માંજ આવીને મોરચો રોપવાના. પછી સરકારને જેટલું નાચવું હોય એટલું નાચે. આપણે તો એ વાત પકડી રાખવાની: ઊંચો હાથ કરવો નહિ. અને કોથળીમાં હાથ ઘાલવો નહિં.

રામાજી – હરકાર કેદમાં નાખશે કેદમાં. કેદમાં જઇને હું બાપદાદાનું નાક કપાવવું છે ?

ડાહ્યાભાઇ— આજે તો કાકા ! સત્યાગ્રહ કરીને કેદમાં જાય તે જ સાચા આબરૂદાર. બાર મહિને પાંચ પાંચ સાત સાત

લાખ રૂપીઆ કમાનાર મોતીલાલ નેહરૂ કેદમાં જવા તૈયાર છે. દેશબંધુ દાસ તો અત્યારે કેદમાં જ છે. ગાંધીજી તો કેટલીએ વાર જઈ આવ્યા ? સરકાર કેદ કરી કરીને કેટલાકને કરશે વાર ? આખા તાલુકાના અને આખા દેશના હજારો લાખો માણસો કેદમાં જવા તૈયાર થશે ત્યારે તો કેદમાં જવું એ તો રમત થશે રમત.

**રામાજી—** તું જવા દે એ વાત, ગુલબા ! મારૂં તો કાળજું ચૂંથાય છે.

**વનેચંદ—** અલ્યા ! તમે શીદને ભીતોમાં માથાં ફૂટો છ ? સરકાર તો મોઢે તોબરા બાંધી ને કેડ પર ઠૂંઠ મૂકીને રૂપીઆ ઓકાવશે. તમારાથી એ તાપ નહિ જીરવાય. દેડકાંની પાંચશેરી ! એક પડશે ને દહને પાડતો પડશે અને તમે બદ્ધાએ બોચી ઝાલીને ફીસ ભરવા જશો. હરવારે હું કહું તેવા બનશો.

**ડાહ્યાભાઇ—** મરચાંના તોબરા બાધવાના મરેઠાના દહાડા વહી ગીયા વહી. અને તોબરા બાંધે ને તેલની કઢાઇમાં તળે તોએ શું મરદના બચ્ચા ટેક છોડવાના હતા ? આ ત્રીસ કરોડના મુલકમાંથી ત્રીસ મરજીવા નીકળશે અને લસલસતાં બલિદાન દેશે તો તેમનાં તપના તેજ આખા મુલકને પાવન કરશે.

**વનેચંદ—** મેં તે દહાડે નોતુ કહ્યું કે કાંઇ નવાજૂની થવાની ?

**ડાહ્યાભાઇ—** નવાજૂની તે કેવી ? દેશનો ઈતિહાસ નવેસરથી લખાય છે. દુનિયા ગુજરાતીઓને ઢીલી કાછડીવાળા અને ઢીલી દાળ ખાનારા કહે છે પણ એ ઢીલી કાછડીવાળા ગુજરાતીઓ કોઇએ કદી નહિ કરેલાં પરાક્રમ કરી બતાવશે.

**રામાજી—** મને જવા દે અહિંથી. મને તો ટાઢ ચડી આવી છે.

(જાય છે)

**વનેચંદ—** આ કણબાં તો જેમ કોઇ ચડાવે તેમ ચડે પણ તું અનાવલો થઇને તેમની ગાલ્લીમાં બેઠો જાય એ વરી કેવું ?

**ડાહ્યાભાઇ—** કણબી કોમ અક્કલમાં અનાવલાથી કદાચ ઉતરતી હોય પણ તે ભલી, સરળ અને ટેકીલી છે. આ લડાઇમાં

અમારે દોઢ ડાહ્યાનું કામ નથી. માથું આપે એવો જ આવે. જેનું કાળજું ફૂફડતું હોય તે ભલે રામાજીની પેઠે જાત્રાએ જાય. પણ જગનમાં હાડકું થાય નહિ એટલું જ જોઈએ. સરકારની તોપોનો જવાબ આપે એવા સેંકડો રણીઆ અમને વખત આવશે ત્યારે આવી મળશે.

વનેચંદ— અલ્યા સાંભળો! આ સાદ શાનો પડે છે?

[બધા કાન માંડે છે]

( નેપથ્યમાંથી )

......... એ એ એ એ એ આજ છાંજે ધમશાલામાં ગામ ભેગુ થવાનું છે એ એ એ ...........

ગુલાબચંદ— મોકકાણના સમાચાર. ચાલ્ય વના, એની ગાડીમાં સુરત ચાલ્યા જઈએ.

વનેચંદ— એટલા પૈસા વરી કોણ ખરચે? ચાલને વાલોડ જતા રહીએ!

( સૌ જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો

---

સ્થળ: **વિક્રમપુરનું ગાંધી ઉદ્યોગ મંદિર**

[ નાગરજી, ડાહ્યાભાઈ, દેવકુમાર અને ગોકળભાઈ વાતચીત કરતા બેઠા છે. ]

ડાહ્યાભાઈ— કાલની સભામાં જોયુંને?

નાગરજી— એ તો યાર એમ જ ચાલે. પહાડ તોડીને મારગ કરવામાં જ આપણી મરદાનગીની કસોટી છે. માખણમાં તો સૌ પાટુ મારે. પત્થરમાં પાટુ મારીને તોડી નાખે તે જ મરદ.

ગોકળભાઈ— તું તો હમણાં જ આવ્યો, તેથી તને બધું નહિ સમજાય. પણ જનતા તો બધે જ એવી ને એવી. આપણે ત્યાં થોડા ટકા વધારે. તેમની ચિન્તા ન કરવી. ગામેગામ ઓછામાં ઓછા પાંચ દસ મરણીઆ પડયા છે. તેઓ જંગમાં ઝુકાવશે એટલે બધા એમની મેતે વહાંડી તણાયા જ આવવાના.

**નાગરજી**— ખરી વાત છે. એન્જિન ફૂંફાડા મારતું આગળ ચાલ્યું એટલે ડબ્બા તો ખેંચાવાના જ.

**ગોકળભાઇ**— અમારા કણબીઓની તમારે ચિન્તા ન કરવી. અમારાં બધાંએ પરગણાના આગેવાનો આપણી સાથે છે એટલે વ્યૂહ તૂટે એવો સંભવ નથી. અમારી નાત સગા વ્હાલાના જૂથથી એવી સંધાઈ ગએલી છે કે એકમેકની હૂંફે બધાએ ખભે ખભો અડાડીને ઉભા રહેશે.

**દેવકુમાર**— અને લડાઇ જામશે તેમ તેમ શૂર ચડશે અને કાયર બહાદુર બનશે. વાતાવરણ શૌર્યથી ભરાઇ જશે. એમ લોકમત આપણી તરફ એકવાર વળ્યો એટલે કાયરને ઘુવડની માફક મોઢું છુપાવવું પડશે. સમજપૂર્વક નહિ આવે તે પ્રવાહના વેગથી તણાઇને પણ આપણી સાથે ઉભા રહેશે.

**ડાહ્યાભાઇ**— અમારા અનાવલાનો ભરોસો નહિ. નહિ મળે અમારામાં ન્યાતનું બંધારણ અને નહિ મળે વ્યવસ્થિત પંચ. સૌ સૌના ઘરના રાજા. વળી પાછા દરેક જણ ડોઢ ચતુર.

**નાગરજી**— અને પાછા સ્વભાવના તીખા એટલે ઝટ મારામારી પર આવી જાય. અહિંસાત્મક લડાઇમાં આવા લોકોથી બહુ સાવધાન રહેવાનું છે.

**ગોકળભાઇ**— ગાંધીજી પોતે આપણે ત્યાં આવીને બેઠા એટલે કેટલું ચેતન આવશે? પૈસો પૈસાને ખેંચી લાવે તેમ શૂરાના સૈન્યમાં શૂરા ખેંચાઈ આવવાના.

**દેવકુમાર**— અને યજ્ઞમાં આહૂતિઓ અપાતાં જેમ અગ્નિનું જોર વધે છે તેમ આ સત્યના યજ્ઞમાં જેમ જેમ સત્યાગ્રહીઓની આહૂતિઓ અપાતી જશે તેમ તેમ આપણા યજ્ઞની જ્વાલા ભભૂકી ઉઠશે અને તેનાં તેજ અને સુવાસ આખા દેશને ઉન્મત્ત કરી મૂકશે.

**બંધા**— ધન્ય તે ઘડી અને ધન્ય આપણાં જીવતર!

**નાગરજી**— વાણીઆ અને કેટલાક ઘરડાઓના વિચારથી આપણે શા માટે નાહિંમત થઇએ? થોડા જ દિવસમાં આખા તાલુકાની હવા ફરી ગઇ છે તે તું નથી જોતો? સ્ત્રીઓ, વૃદ્ધો અને નાનાં નાનાં છોકરાઓમાં પણ કેટલું શૂરાતન

આવી ગયું છે? (કાન માંડીને) જો, આપણા સ્વયં-સેવકોનું દળ આવે છે.

[બધા જોવા ઉભા થાય છે. સ્વયંસેવકો હાથમાં ધ્વજાઓ લઇને ગાતા ગાતા ચાલ્યા આવે છે.]

ડાહ્યાભાઇ— અલ્યા! એમાં તો મોટેરાઓ પણ છે!

ગોકળભાઇ— તું જોજે તો ખરો. ડંકો વાગશે ત્યારે પાવૈયાને પણ પાનો ચડશે!

[સરઘસ પસાર થાય છે.]

(બધા ગાય છે)

સતનો માંડયો છે સંગ્રામ, પ્યારી માતૃભૂમિને કાજે;
કીધાં છે કેસરીઆં આ વાર ,, ,,
અમને થયું ખરેખર ભાન, દિલમાં ફેલાયું છે તાન,
કરશું કાયાને કુરબાન, પ્યારી માતૃભૂમિને માટે.

[વંદેમાતરમ! મહાત્મા ગાંધીજીની જય!ના પોકાર થાય છે.]



## પ્રવેશ ૭ મો

સ્થળ:— **વિક્રમપુર**

[રામભાઇને ઓટલે કેટલાક તાપતા બેઠા છે.]

જીવણ— (સગડીમાંથી બીડી સળગાવવા એક બળતું ડીંગલું લેતાં) એની માનો વેહ મારૂં—આ તો હહરીનું ચોગદમ હરગ્યુ.

ધનો— તે હરગવા દેની. જે થહે તે હારૂ જ થહે.

ગબો— જે થાય તે હારૂ જ થાય, હઉવે.

જીવણ— શું હારૂ થહે? હવણે કહુ તે? વગર મોતે મરી જવાના!

રણછોડ— હમણે મરી જ રહ્યા છો ને! શા સુખે આપણે જીવીએ છીએ? જીવીએ છીએ તે મુઆ જેવા જ.

જીવણ— ટાઢા લોહીના રોટલા તો ખાઇએ છીએ અને હોડ તાણીને હૂઇએ છીએ. આપણે આપણું ઘર ભલુ ને આપણે ભલા. બીજી લાંબી ટૂંકી આપણે શું કરવા જોઇએ જે!

ડાહ્યાભાઇ— તમે અહિં રહ્યા રહ્યા શું જાણો ? તમને તમારી બહારની દુનિયાની કશી ખબર તો છે નહિ. પરદેશમાં તમને મજુર જેવા ગણે છે. હિંદુસ્તાનની બહાર આપણી એક કોડીની પણ આબરૂ નથી. મારા મામાનો પોયરો અમેરિકા ભણવા ગયો છે તે લખે છ કે અમારાથી અહિં ઊંચે મોઢે ફરાતું નથી. અમે હિંદુસ્તાનના છીએ એમ સ્વતંત્ર દેશોના વિદ્યાર્થીઓ આગળ કહેતાં અમને મરવા જેવું લાગે છે. પરદેશમાં હિંદુસ્તાની એટલે ગુલામ અથવા નામર્દ એવો લોકો અર્થ કરે છે. તમે ઘરને આંગણે રહ્યા રહ્યા આંખો મીચીને ભલે બડાઇઓ માર્યા કરો અને છાતી કાઢીને ફરો પણ અમે તો બહાર ફરીએ છીએ એટલે અમારે તો ધરતી માગ આપે તો તેમાં સમાઇ જઈએ એટલી હિણપત લાગે છે.

જીવણ— તારે ઉછરી કૂદીને કરવાના શું ઉતા તે કહેને ? હરકારનું તપોબર છે તાં હુધી કાંઇ વરવાનું નથી. એનો ઘડો ભરાહે એટલે એની મેરે જહે.

ગબો— હઉવે, જાય ની તો શુ છે ?

રામભાઇ— તપોબર છે કે ની તે તો કોણ પેહી નીકરયું છે પણ દહાડે દહાડે અધ્રમ તો આંખે જોઇએ છીએ તેની ના ની.

ડાહ્યાભાઇ— અને આપણે એ કાંઈ તપોબળ પેદા કરીશું કે બારે દહાડા ઢોરની પેખણ હંકાયા જ કરીશું ? તમે નીચી મૂડીએ અંગ્રેજોના ગોદા ખાયા કરશો તોએ આરો નથી. આવવાનો. વરસે વરસે દેશ પૈંસેટકે અને બીજી બધી રીતે એવો નીચોવાતો જાય છે કે અત્યારે સ્વતંત્ર થવા માટે મરણીઆ નહિ થાઓ તો થોડાં વરસ પછી તો તે તમારે માટે તદ્દન અસંભવિત થઇ પડશે. આજે તો તમારા ઘરમાં હજી રોટલા છે પણ થોડા વખત પછી તમારાં છોકરાંને રોટલાને માટે પણ ટળવળવું પડશે. અને ટાંટીઆ ઘસીને મરતા એ આરો નહિ આવે.

રણછોડ— જ્યારે ઇશ્વરે તમારે માટે ગાંધીજી જેવો સેનાપતિ પેદા કરી આપ્યો છે, હિન્દુ અને મુસલમાન બેઉ એક થયા છે, આખા દેશમાં લડવાનો ઉત્સાહ ફેલાતો જાય છે ત્યારે

આપણામાં જેટલું બળ હોય તેટલું બધું એકઠું કરીને નહિ લડીએ તો પાછળથી હાથઘસીને પસ્તાવવાનો વખત આવશે અને દુનિયા આપણા ઉપર ફિટકાર કરશે.

**ડાહ્યાભાઇ—** અને વળી આપણાં પોતાનાં ફરજંદ આપણા નામ ઉપર થુંકશે અને કહેશે કે અમારા બાપદાદા કેવા ગધેડા હતા કે આવી સરસ તક મળી તોપણ કાયર બનીને બેસી રહ્યા અને અમને વારસામાં ગુલામીનો કાળો મેશ જેવો ડામ આપતા ગયા.

**જીવણજી—** નાત.લથી તું લડી લડીને આયવો છે અને વરી અધુરૂ હોય તે અહિં પૂરૂ કરજે. કેમ હેં ?

**ગએો—** હોવે ત્તો. ઓહ ઓહે તે પૂરી કરહે.

**રામભાઇ—** જીવણા ! તું ઘરખૂણે રીયો રીયો હું એમ લવારા કરીઆ કરે ? આછરમમેં ગાંધીજી આવીને બેઠા છે. બધા મુલકના ભલા ભલા આગેવાનો આવી આવીને એકઠા થાય છે. બારડોલીના આછરમમેં તો લોક માતું નથી. તહિં જઇને એક વારકો એ બધાનો ઉસ્તાહ તું જો તો ખરો. પછી તારાથી ઓ ની રહેવાય.

**પ્રેમી ડોસી—** ( અંદરથી ) હું બૈરીની જાત છું તોએ બીતી નથી તો તમે માટીડાઓને હું લેવા ગભરામણ વછૂટતી ઓહે ? તમે મારાથી ઓ ગીયા ! છરકાર મુઓ કરી કરીને કરવાનો હું છે જે ? કેદમેં લઇ જહે તો આ ચાયલાં. અહિંએ મજુરી કરીને રોટલો ખાવો તારે તહિં ઓ મજુરી કરવી. ગાંધીજી અને આ બીજા બધા તમારે હારૂ જાન ગારી લાખે તારે તમે હું બેઠા બેઠા તમાહો જોયા કરવાના ?

**કાળો—** હું એમ કેહું કે છવરાજ વાર કદાપી થીયું તો નાગરીઆને વિક્રમપોરની જાગીર મલી જવાની જો ! પછી મારો બેટો આપણી હવાર કલ્લાખે.

**રામભાઇ—** તું પેલા એના જેવી વાતો હું કરતો ઓહે ? છવરાજ થાય ને નીઓ થાય. પણ આપડે નો બોલ્યું પારખું. એમાં ફેર ની. ગામે મલીને ઠરાવ કરી લાખ્યો કે હરકારને કીસ ની ભરવી તે એમાં હવે ફેર થાય ની ની ને ની. ગાંધીજીને વચના એ આપી ચૂયકા ને તેમણે આપણે ભરોંહે હરકારને

અલ્ટંમલ્ટં એ લખી વારયો. હવે તો આ પાર કે પેલી પાર. ગોફેણમેંથી ગોરો છુટી ચુયકો. હવે જે પાછાં પગલાં કરહે તે હેકીને વાવવાનો અને બધો તાલ બગાડી લાખવાનો. હું તો ખરેખરૂ કહેનારો.

ગબો— હઉવે. હવે વરી પાછાં પગલાં કેવાં ? થોયું તે થોયું.

ધનો— પણ ડાહ્યલા ! કેહું તે ગોરૂં લશ્કરવારી અને આખા તાલુકાને ચોગરદમથી ઘેરી લેવાની લોકો વાતો કરતા છે. હહરીનું તેવું થાય તો—

રણછોડ— ગાયકવાડી આઘી છે હું જે ? ઉચારા ભરવાના.

ડાહ્યાભાઇ— પ્લેગ ચાલતો ત્યારે કેમ બધા જહિં તહિં નાહાનાહી કરતા'તા ? ત્યારે એમ મન વારજો કે આ સરકારી પ્લેગ ચાયલો'તો. હું તો એક વાત જાણું. રૈયત વગર રાજા નહિ રૈયત નહિ હોય ત્યારે એના બાપ ઉપર પછી રાજ કરવાનો ઉતો!

રણછોડ— આ રાજ તો એવું પોલું છે કે જે બીવે તેને બીવડાવે. એકવાર લોકોનો ભે ભાગી ગયો તો પછી આ રાજ એક ફૂંક મારતાં ઉડી ના જાય તો મને કહેજો.

ડાહ્યાભાઇ— હાં, મનમાંથી માલ મિલકતનો મોહ અને કેદમાં જવાનો ભે નીકળી જવો જોઇએ. પછી બીજો ભે રહ્યો મોતનો. તે નીકળી જાય એટલે પછી સરકારને કહીએ કે તારી તોપોને મધ મૂકીને ચાટયા કરજે.

જીવણ— પરમેહર કરે તે ખરી. પણ ડાહ્યલા ! હું તને ખરૂં કેઉં : આ બધા હવડે બડાશો મારે છે પણ એમનાથી તાપ ની જીરવાય અને બધું મેદાનમેદાન થઇ જશે.

ડાહ્યભાઇ— એમ થનાર નથી. ગામે ગામ તોપોના ગોળાને ફૂલના દડાની પેઠે ઝીલે અને એક પડે તો તેની જગ્યાએ દસ ઉભા રહે એવા રણીઆ પડયા છે. તમે તાલ જોયા કરો. રંગ જામવાનો છે અને આખી આલમમાં બારડોલીના ડંકા વાગી જવાના છે.

જીવણ— અમે તો જાણે ખાઇ પી ઉતયરા છીએ. મરીહું તેનુ દૂખ ની મલે. પણ કેહું તે વખત બહુ ખોટો આવી ગીયો.

[ સૌ ઉઠીને ઘેર જાય છે.

# અંક ત્રીજો

## પ્રવેશ ૧ લો

**સ્થળ: બારડોલીનો સ્વરાજ આશ્રમ**

**નાગરજી—** (નિઃશ્વાસ નાખીને) સૂર્ય આથમે અને પછી ચારે દિશાએ ઘોર અન્ધકાર વ્યાપે તેમ મને તો ગાંધીજીના ગયા પછી ભારતના ભાગ્યાકાશમાં ઘોર અન્ધકાર અને વિપત્તિનાં કાળાં વાદળાંનો ઘેરાવો થતો દેખાય છે. માત્ર એ જ મહિનામાં શુંનું શું થઇ ગયું? યુદ્ધનો ડંકો વાગ્યો, નિશાન ગગડયાં. પણ હાય નસીબ! કયી આસુરી શક્તિએ ચૌરીચૌરાનું રમખાણ જગાડયું અને આપણા સેનાપતિએ યુદ્ધ થંભાવ્યું? પીઠપર પ્રહાર કરવાનો લાગ જોઇ રહેલી નોકરશાહીએ ગાંધીજીને ઝડપી લીધા અને તેમને છ વરસની વિશ્રાન્તિ અપાવી. છ વરસમાં તો તેઓ સેનાપતિ વગરની સેનાને છિન્ન ભિન્ન કરી નાખશે. ભેદનીતિ વડે વિભક્ત કરી મૂકશે. છ વરસ!! છ વરસમાં તો કેટલાએ વિનાશસૂચક ધૂમકેતુઓ ઉગશે! માળી વગરના બગીચામાં જેમ નકામા રોપાઓ ઉગી નીકળે તેમ ભારતના રાજનૈતિક બગીચામાં તરેહ તરેહના ઝેરી રોપાઓ ફૂટી નીકળીને તેને બરબાદ કરી દેશે!

[દેવકુમાર, ડાહ્યાભાઇ અને ગોકળભાઇ પ્રવેશ કરે છે.]

હાય! ભારતની ભાગ્યવિધાતા! તેં એકવાર નહિ પણ કેટલીએ વાર ભારતના વહાણને ખરાબે ચડાવ્યું છે? પહેલી વાર સ્થાનેશ્વરના યુદ્ધમાં, પછી સીકરીના સંગ્રામમાં ત્યાર પછી પ્લાસીના રણક્ષેત્ર ઉપર અને હમણાં ચૌરા-ચૌરાની ભૂતાવળનાં તાંડવ નૃત્યમાં! (દેવકુમાર વગેરે પાછળ ઉભા છે પણ તેમના તરફ નાગરજીનું હજી લક્ષ નથી) હાય! સ્વાધીન ભારતને જોવાનાં સ્વપ્ન સરી ગયાં! શું આ આંખ દેશને સ્વતંત્ર થએલો નહિ જુએ? તો ધિક્કાર છે આ જીવતરને! બહેતર છે કે ફના થઇ જવું.

**ડાહ્યાભાઇ—** (આગળ આવીને) આપણે ફના થઇશું અને આપણી ભસ્મમાંથી નવું ભારત રચાશે.

**નાગરજી—** ( સૌને જોઇને ) નવું ભારત ! સ્વાધીન ભારત ! હવે બીજાં પચાસ વરસ સુધી નોકરશાહીને સ્વચ્છંદે મ્હાલવા દે

**દેવકુમાર—** નાગરજી ! સત્યાગ્રહના યુદ્ધના ઘડાએલા લડવૈયા ! આ નિરાશા અને નિર્બળતા તમને ઘટે શું ? હું કબુલ કરૂં કે હવે ઓટ શરૂ થયો છે કે થશે. પણ સમુદ્ર કિનારે વસનાર કયો માણસ નથી જાણતો કે ઓટની પાછળ ભરતીનો જુઆળ તૈયાર થઇ જ રહ્યો છે ? અને પાછો જ્યારે બીજો જુઆળ આવશે ત્યારે આના કરતાં પણ વધારે પ્રચંડ ભરતી નહિ આવે અને તેનો પ્રદેશ વધારે વિસ્તૃત નહિ થાય એમ આપણે શા માટે માની લઇએ ? શા માટે આપણે હતવીર્ય થએલા સિપાહીની માફક આપણાં શસ્ત્ર ફેંકી દઇને રણક્ષેત્ર છોડી દઇએ ? સત્યાગ્રહીનાં બખ્તર તો ત્યારે જ ઉતરે કે જ્યારે દેશના બુરજો ઉપર રામરાજ્યની ધ્વજા ફરફરતી થાય. આપણો પરાજય થયો જ નથી. આપણે હજી લડયા જ નથી. માત્ર આપણા સેનાપતિએ યુદ્ધને થંભાવ્યું છે. પણ તેમણે યુદ્ધવિરામ જાહેર નથી કર્યો. વધારે સારી વ્યૂહરચના કરવા માટે તેમણે આ નીતિ ગ્રહણ કરી હોય. લડાઈ કાંઈ એકલા મેદાનમાં જ લડાય છે ? મેદાનમાં પણ લડાય અને ખાઇઓમાં રહીને પણ લડાય. મેદાનમાં ધસી જવાનો અવસર ન આવે ત્યાં સુધી આપણે ખાઇઓ ખોદીને, મજબૂત મોરચા રોપીને બેસી જઈએ. અને એવા મજબૂત મોરચા રોપીએ કે ઓસરતી ભરતીના વેગથી પણ તે ધોવાઈ ન જાય.

**ગોકળભાઇ—** દેવુ ! તારા બોલવામાં કાંઈક મર્મ છે. વધારે સ્પષ્ટ કરીને કહે.

**દેવકુમાર—** કહું પણ પહેલાં નાગરજી અને તમે બધા જાણે કશુ બન્યું જ નથી એવાં પહેલાંના જેવા ઉમંગી બની જાઓ તો જ તે તમારા લક્ષમાં ઉતરશે. આપણે વળી જય

પરાજય કેવો ? સત્યાગ્રહીનો સદાએ વિજય જ હોય. તે તો મૃત્યુમાં પણ વિજયને જ વરે છે.

નાગરજી— અજબ જાદુગર છે તું, દેવકુમાર! તારા શબ્દેશબ્દમાંથી કોણ જાણે કયી જાતનું ઓજસ્ ઝરે છે કે તે સાંભળતાં મારો ઉદ્વેગ તો કયાંનો કયાં જતો રહ્યો! બોલ, તૈયાર છું તારી યોજના સાંભળવા અને વિચારવા.

દેવકુમાર— એ યોજનામાં મારૂં કહી શકું એવું તો કશુંજ નથી. જે છે તે ગાંધીજીનું જ છે. હું તેને મારા શબ્દોમાં કહું છું એટલું જ.

ડાહ્યાભાઇ— આપણે તો નાના માણસ છીએ પણ દેશના મોટા મોટા નેતાઓમાંથી પણ ગાંધીજીનાથી તદ્દન સ્વતંત્ર હોય અને પરિણામમાં અવ્યર્થ હોય એવો વિચાર કોઈ નથી બતાવી શકતા. આજે તો ગાંધીજીના વિચારને ઝીલે અને પાલન કરે એ જ અમારે કામનો.

દેવકુમાર— ગાંધીજીના સાચા સિપાહીઓ આપણે ત્યારે જ કહેવાઇએ કે તેઓ છ વરસ પછી પાછા આપણી આગળ આવીને ઉભા રહે ત્યારે આપણે એવી સરસ કિલ્લેબંદી કરી લીધી હોય કે તેમને નવી લડાઈ આપવાની સારામાં સારી અનુકૂળતા મળી જાય. એ કિલ્લેબંદી એટલે લોક–શિક્ષણ અને ખાદીની પેદાશ. મદ્યનિષેધની પ્રવૃત્તિને હું લોક-શિક્ષણમાં જ ગણી લઉં છું. એ ત્રણે કાર્યોની ખીલવણીને માટે સારામાં સારૂં ક્ષેત્ર પણ મને કયારનું જડી ગયું છે. જોઇએ માત્ર મનથી કામમાં જ ઓતપ્રોત થઈ જાય એવા મૂંગા સેવકો.

નાગરજી— યોજના વ્યાવહારિક હશે તો સેવકો મળી રહેશે. પણ તારૂં ક્ષેત્ર કયું તે તેં હજી નથી કહ્યું.

દેવકુમાર— સમાજને સુદઢ બનાવવી હોય તો તેના નબળામાં નબળા ભાગથી જ આપણે શરૂઆત કરવી જોઇશે. આપણા તાલુકામાં કાળીપરજની સંખ્યા ચાળીશ હજાર જેટલી છે. એ કોમ આપણે માટે કુંવારી ધરતીના જેવું સરસમાં

સરસ ક્ષેત્ર છે. બીજ વાવશો અને કામમાં પ્રાણ રેડશો તો સોળે સોળ આની પરિણામ આવશે.

ગોકળભાઇ— મારે ગળે આ વાત ઉતરે છે. ગાંધીજીએ પણ આ પછાત જાતિઓ તરફ આપણું લક્ષ ખેંચ્યું તો હતું જ અને જો હું ભૂલતો ન હોઉં તો એમ પણ કહ્યું હતું કે એ કોમોને સાથે લીધા વગર આપણે પાંગળા થવાના છીએ.

ડાહ્યાભાઇ— ત્યારે હવે બીજી બધી વાતોને બાજુએ મૂકીને આપણે જેટલા છીએ તેટલા કાળીપરજનાં ગામડાઓમાં જ દટાઈ જઇએ. ક્રાન્તિઓની શરૂઆત હમેશાં ખેડૂતો અને મજુરોએ જ કરી છે. આપણે ખેડૂત કહેવાઈએ છીએ પણ આપણે તો નામના જ ખેડૂત. આપણે તો અડધા ખેડૂત ને અડધા મૂડીવાદીઓ છીએ. ખરા ખેડૂત તો પેટે પાટા બાંધીને ભોંય ખેડનારા આપણા ચોધરા, દોડીઆ અને એવા લોકો છે. એમને જાગૃત કર્યા વગર આપણે લડાઇ કરવા આગળ ધસવું એ તો આપણા કિલ્લા શત્રુના હાથમાં રહેવા દઇને આગળ ધસી જવા જેવું જોખમ ભરેલું છે.

[illegible]ગરજી— અને બીજી વાતોમાં આપણા જેવાને રસ પડે એવી વસ્તુસ્થિતિ જ કયાં છે ? સ્વરાજ પક્ષ, ઉદારમતવાદીઓનો પક્ષ, પ્રતિયોગી સહકારીઓનો પક્ષ એવા કેટલા કેટલા પક્ષ પડી ગયા છે અને હજી પડશે. એમની માફક રોટલાના ટૂકડાની લૂંટાલૂંટ કરવા ધારાસભાઓમાં જવાની ધમપછાડ કરવામાં તો આપણું ચિત્ત લાગેજ નહિ; અને હું ખાત્રીથી કહું છું કે ગાંધીજી પાછા આવે નહિ ત્યાં સુધી મહાસભા પાસે એકપણ સંગીન અને વ્યાવહારિક કાર્યક્રમ રજૂ થવાનો નથી. એટલે આપણે તો જ્યાં સભ્યતાનાં કિરણ જવા પામ્યાં નથી એવા પ્રદેશોને જ આપણું કાર્યક્ષેત્ર બનાવી દેવાની દેવકુમારની યોજનાને અમલમાં મૂકવા મંડી જઇએ અને આપણાથી વધારે મોટા અને ડાહ્યા કહેવાતા માણસો શા શા ખેલ ખેલે છે તે ઉઘાડી આંખે જોયા કરીએ.

દેવકુમાર— હું તો કહું છું કે માનવતાની દૃષ્ટિએ પણ આ કાર્ય થવું જ જોઇએ. અત્યાર સુધી ઉજળીઆત વર્ગમાંથી માત્ર વાણીઆ અને પારસીઓ સિવાય બીજા કોઇએ આ જાતિ તરફ નજર પણ કરી નથી. પારસીએ દારૂ પીતા કરીને અને પછી વાણીઆએ દારૂથી પાયમાલ થએલાની જમીનો પડાવી લઇને નિષ્ઠુરતાની હદ વાળી દીધી છે. જમાનાઓ થયાં આપણે એ બિચારા તરફ નજર નથી કરી અને કરી હશે તો તેને ફોલી ખાવાને માટે જ. આપણે આપણા ભાઈઓનાં પાપનું પ્રાયશ્ચિત નહિ કરીએ તો બીજું કરશે પણ કોણ?

નાગરજી— આપણા તાલુકાની પૂર્વ દિશામાં અને દક્ષિણમાં એ લોકોની વસ્તી વિશેષ છે. એ પ્રદેશમાં આપણે કેન્દ્રો સ્થાપવાં. મારા ધારવા પ્રમાણે ગુજરાતી શાળા અને રેંટીઆથી આપણે આરંભ કરવો. વણાટનો ઉદ્યોગ તો થોડા વખત પછી સફળ થઈ શકે.

દેવકુમાર— શાળાની સાથે સાથે કોઈ યોગ્ય કામ કરનાર મળી જાય તો એ વસ્તુઓ બહુ જરૂરની છે એટલુંજ નહિ પણ આપણને એ લોકો સાથે વધારે ગાઢા સમાગમમાં લાવે એવી છે. એક તો ઔષધશાળા અને બીજી ભજનમંડળી.

ગોકળભાઇ— ઔષધશાળા માટે સેવાભાવવાળો ડાકટર કે વૈદ્ય ન મળી આવે ત્યાં સુધી તે શકય નથી. પણ ભજન મંડળીઓ સ્થાપીને તેમની મારફતે એ કોમોની અંદર પ્રવેશ કરવામાં બહુ મુશ્કેલી નહિ નડે. એ કોમોના જ કેટલાક કેળવાએલા અને ઉત્સાહી યુવાનો આપણને આવી મળશે. એકવાર આપણે એ લોકોનો વિશ્વાસ મેળવીશું એટલે પછી તો આપણું કામ ઘણુંજ સરળ થઈ જશે.

દેવકુમાર— થવુંજ જોઇએ. પરદેશી, પરધર્મી, ખ્રીસ્તી પાદરીઓ જે કામ કરી શકયા તે આપણે કેમ ન કરી શકીએ?

નાગરજી— બસ, આ યોજના મને ગમી. આપણે શ્રદ્ધા અને પુરૂષાર્થ સહિત કામ કરીશું તો થોડાં જ વર્ષમાં ઓછામાં ઓછાં પાંચ સાત કાયમનાં કેન્દ્રો તો ઉભાં થઇ જ જવાનાં.

**દેવકુમાર—** હું ખાઈઓ અને મોરચા બાંધવાના કહેતો તે એ જ. અત્યારથી તો શું કહી શકાય પણ હવે પછીના યુદ્ધમાં એ મોરચા આપણને નામૂર અને લીજના કિલ્લાઓની ગરજ સારશે એમ મારૂં અંતઃકરણ સાક્ષી પૂરે છે.

---

## પ્રવેશ ૨ જો



સ્થળ: **વિક્રમપુર**

**વનેચંદ—** અલ્યા વેવલા! ઓ વેવલા! સાલો બેરો મૂઓ છે કે હું?

**વેવલો—** હું કેતો છે?

**વનેચંદ—** પેલાં લાકડાં બતલાવ્યાં તે ચીર્યાં?

**વેવલો—** આ ચીર્યાં તે હું?

**વનેચંદ—** ચાલ ત્યારે ઘોડીને ખરેરો કર અને પછી તેને પાણી પાઈ આવ. તેં આખા દહાડામાં કામ હું કયરૂં? આ એઠાં વાસણ તો એમનાં એમ પડયાં છે.

**વીજકોરબાઈ—**(અંદરથી) હજી તો પાણીઆરૂં એ ખાલીખમ છે.

**વેવલો—** (સ્વગત ઘોડીને ખરેરો કરતાં કરતાં) હવારનો આઇવો તારનો ટાંટીઓ વારીને બેહવાવારો ની મરે, એક કામ મૂયકુ ને બોજું, બીજું મૂયકુ ને તીજુ. છછરીનું કામ કામ ને કામ. બદ્ધા ઘરનાંએ ખાધુ પણ એમ ની કે' કે વેવલા તુંઓ બચકુ રોટલો ખા. ઘેરથી ઢાંચલુ પીને નીકરયો તે!—વાણગાને કહાઈ તે હગા મા ણ્યા ભાઈ. પોરી મરી ગેઈ તે તેને દાટવાવારાને દારવો પાવા પાંચ રૂપીઆ જોઈએ તે વાણગા હેડેથી લેવા ધૂંધરાનો આયવો છું—હાજ પડવા આવી. પણ એમ ની પૂછે કે વેવલા તું હું કામ આઇવો?

**વનેચંદ—** વેવલા!

**વેવલો—** હું કેતો છે?

વનેચંદ— ઘોડીને હારૂ ચણા ભરડી લાખ વહેલો વહેલો.

વેવલો— (સ્વગત) વરી પાછા ચણા ભર્ડી લાખ! છછરીનાએ બહૂધાં કામ મારે હારૂ જ રાખી મૂકેલાં હું જે?

વનેચંદ— પાનીઆ! એ પાનીઆ!

પાનીઓ— (બીજા ઓરડામાંથી) હું કહો છો, બાપા!

વનેચંદ— તું આજ કીડીઓના દરમાં લોટ લાખી આવ્યો?

પાનીઓ— તે તો હું ભૂલી જ ગયો!

વનેચંદ— (ચાળા પાડીને) ભૂલી જ ગયો! સાલો કોઈ અધર્મી પાયકો છે અધર્મી.

વીજકોરબાઈ—મેં કહ્યું કે આજ પચ્ચુસણના સપરમા દહાડા છે તે અપાસરામાં જઇને આંગી ચડાવી આવ તે એ મૂઓ અજી નથી ચડાવી આવ્યો. તમે એને ફટવ્યો છે ને ધાકમાં નથી રાખતા પણ તમને ને મને ઘડપણમાં પૂમડે પાણી ના પાય તો તમારૂં ખાસડું ને મારૂં માથું. આપણે પેટનું છોકરૂં નહિ તારે કની? આટલે વરહે વરી એક થયું તે એ—(રડે છે)

વનેચંદ-- આંગળીથી નખ વેગળા તે વેગળા. પારકાં કોઇ દહાડો પોતાનાં થતાં હશે? પાનીઆ? સાંભળે છે કે આ તારી બા કહે છે તે?

પાનીઓ— (આવીને) ભૂલી ગયો. માણસ માત્ર ભૂલને પાત્ર છે.

વીજકોરબાઇ—ખાવાનું કેમ નથી ભૂલતો? સુરત જાય છે તારે નાટક સીનેમા જોવાનું કેમ નથી ભૂલતો? મુઓ અભાગીઓ! ફાટી મુઆને દેવમંદિર ઉપર આકીન જ ના મલે.

પાનીઓ— બળ્યું તમારૂં આકીન! પેલો બિચારો વેવલો સવારનો આયવો છે તેની પાંહે વેઠીઆની પેઠે વહીતરૂ કરાવો છો અને પાશેર ચોખાએ નથી ખવડાવ્યા. માણસને દૂખ દેવું, તેને ઠગવો, લૂંટાય તેટલો લૂંટવો અને પછી કીડીઓને લોટ નાખવો અને અપાસરામાં જઇને આંગી ચડાવવી! નથી કરવી અમારે એ તમારા જેવી પાખંડી પૂજા.

વીજકોરબાઇ--મૂઆને ભણાવ્યો તારે આવું બોલતાં શીખ્યોને ? જોયો પેલો ધનજીનો કપૂરો ? કેવો કહ્યાગરો છે ?

વનેચંદ— સાલા ગમાર ! પેટને માટે તો બધાએ પરપંચ કરવા પડે.

પાનીઓ— એ પેટમાં છરી મારીએ તો શું ખોટું ?

વનેચંદ— સૂવ્વર ! મને છરી મારવાનું શીખવવા આવ્યો છે ! (વનેચંદ મારવા દોડે છે. પાનીઓ નાસી જાય છે.)

વનેચંદ— સાલાને કાલને કાલ જૂદો કાઢું.

વીજકોરબાઇ--કાઢયો હવે જૂદો. નકામો કોઠી ધોઇને કાદવ કાઢવો. (જાય છે.)

વનેચંદ— વેવલા ! એ વેવલા !

વેવલો— વરી હું છે ?

વનેચંદ— અહિં આવ્ય.

[ વેવલો આવે છે. ]

વનેચંદ— તું શું કરવા આવેલો ?

વેવલો— રૂપીઆ જોઇતા છે તીમાં ત્તો.

વનેચંદ— કેટલા લઇ જવાનો ?

વેવલો— જોઇએત્તો પાંચ બાણ્.

વનેચંદ— તેં ઉપાડ કર્યો છે તેનો હિસાબ કરી લાખ અને પછી લઇ જા. આ વરહે તેં બહુ ઉપાડ કર્યો છે. યાદ છે ને ? [વેવલો બોલ્યા વગર ઉભો રહે છે ]

વનેચંદ— બેસ મારી પાસે. આપણે તારો હિસાબ કરીએ. [વેવલો દબાતો સંકોચાતો બેસે છે.]

વનેચંદ— લે આ વાલ. હું જેટલા રૂપીઆ બોલું તેટલા વાલ તારે મૂકતા જવા. પછી કેટલા થયા તે ગણીને મને કહેજે. આવડશે ને ?

વેવલો— હઉવે.

વનેચંદ— (ચોપડામાં જોઇને) જો સાત રૂપીઆ તારા પોયરાને હારૂ પોતડીઓ ને લૂગડાં લેવા લઇ ગએલો. મૂક સાત

વાલ ( વેવલો વાલના દાણા મૂકે છે. ). પછી છે તે તું તારી બાઈડીની હુવાવડ આવી તે વારે અગીઆર રૂપીઆનો ઉપાડ કરેલો. (વેવલો અગીઆર દાણા મૂકે છે.) હોરીને દહાડે દારૂ પીવા દસ આના લીધેલા. મૂક દસ વાલ ( વેવલો દસ વાલ મૂકે છે.) ગણી કહાડ કેટલા થયા ? ( વેવલો ગણે છે )

વેવલો— એક વીહ ને આઠ થીયા.

વનેચંદ— અઠ્ઠાવી થીયા ? હવે ખાવટીને હારૂ જુઆર લઇ ગએલો. બીઆરૂ લીધેલું. તે બધું મલીતે થયા જાણે-તને કહું તે-આઠ વીહો ને ત્રણ. એટલે બસેમાં નવ ઓછા રહ્યા. હવે તું અઢી મણ તુવેર અને સાડાત્રણ મણ કપાસ આપી ગએલો. ખરૂને ?

વેવલો— હક્વે, આપીજ ગીએલો તો.

વનેચંદ— તેના જાણે તારા તરીહ રૂપીઆ જમે થયા. ખરૂને ?

વેવલો— ને મારા ભાગનો બીજો હાડાતણ મણ કપાહ તેં ખંડી લીધેલો તેનું હું ?

વનેચંદ— એ તો સાલા મારો ને તારો બધોએ જીનમાં બરી ગીયો.

વેવલો— તોઓઓ ! બરી ગીયો તીમાં ઉં હું કરૂ ? મેં તો તને ખંડી આપેલોને વરી ! એમ રાંડું હું લેવા બોલતો છે ?

વનેચંદ— તને હમજ ના પડે તો જા, કોઈને પૂછી આવ. તારે ફાવે તેને પૂછી આવ. કોઈ સાલો કહે તો મારે મજરે આપવા. અડધો કપાહ તારો ઉતો ને અડધો મારો. અડધો તું ભોગવે ને અડધો હું ભોગવું.

વેવલો— તારો બરી ગીયો તીમેં મને હું લેવા લૂંટે ?

વનેચંદ— આ સાલાં નરડાંને હમજાવવાં હી રીતે ? મારા બસેને એકસટ બાકી નીકળે. ને પાછા આજ તું પાંચ લઈ જવાનો ! એટલે થયા બસેને છાસટ. વરી મારા ગાહીઆમાં તારા બલ ચારે છે તેનું તો હું કાંઇ કહેતો નથી.

વેવલો— નથી હું કહેતો ? પેલો આંબાવારો નંમર હું ગણોતે ખેડતો છું તેના ગણોતમેં તેં બદ્ધુ એ વારી લીધું છે. ને પાછો મને દબાવે હેનો ?

**વનેચંદ—** હેં હેં હેં હેં ! ગાંડા ! તારી હાથે કાંઈ પેલું છે ? જોને આવતી સાલ ફસલ વેળા આપણે જોઈ લઇશું. હેં હેં હેં હેં ! પણ હમણે તારી પાસે પોણી તણુસેં રૂપીઆ નીકળે તેથી પેલું કોતેડી વારૂ તણ નંબરનું તારૂ કક્કુ છે તે લખી આપ. હેં હેં હેં હેં ! મારે કંઇ તારી હોડેથી ગાંડા ! લઇ લેવુ છે ? તું ના તું જ ખેડજે ની:! પણ જરા લખ્યું કરવું પડે. હેં હેં હેં હેં ! એ તો જરા અમસ્તુ. લે તારા અંગુઠાની છાપ પાડીને નિશાન કરી આપ. લે, તારે પાંચ રૂપીઆ જોઇએ છે ? લે, પાંચ રૂપીઆ. એક બે, તણ,:ચાર ને પાંચ. ખખડાવી જો. બીજા જોઇએ તારે લઇ જવા. હેં હેં હે હેં !

[ વેવલા પાસે લખાણના ઉપર અંગૂઠાની છાપ પડાવી લે છે. ]

**પાનીઓ—** (બીજા ઓરડામાંથી ) મને આવાં કુંડાળાં કરત નથી આવડતાં તેમાં મને મારા બાપા કુંભાર જેવો કહે છે. ચાલ,:ભાઇ, આપણે કુંભાર તો કુંભાર ! પણ મારા બાપા બિચારા વેવલા જેવા કેટલાનાં ઘર ને ખેતર પડાવી લે છે તે કયે ભવ છૂટવાના ? (પ્રકટ) બાપા ! હું કીડીઓના દરમાં લોટ નાખી આવ્યો. તમે હવે નીચે જીવે રહેજો.



## પ્રવેશ ૩ જો



**સ્થળ. વેડછી, ગાંધી ઉદ્યોગ મંદિર.**

[દેવકુમાર અને કાળીપરજના છોકરાઓ કાંતતા અને રામનામની ધૂન લગાવતા બેઠા છે. નવલશા, સુધીર અને અનિલ પ્રવેશ કરે છે. ]

**નવલશા—** (માથા ઉપરથી હેટ ઉતારતાં ) Holo ! Old chap Dev ! How do you do ? અમે તને surprise કરવા આવીઆ છીએ.

**દેવકુમાર—** આવો. આવો, તમે આ દુનિયામાં ક્યાંથી ઉતરી પડયા ?

**સુધીર—** વાહ ! દોસ ! વાહ ! તું તો સૂતરને તાંતણે જરૂર સ્વરાજ લેવાનો ! Bravo.

**દેવકુમાર—** પણ તમે એકાએક ખબર આપ્યા વગર કયાંથી આવી ચડયા ?

**અનિલ—** કોલેજમાં વેકેશન પડી એટલે અમને એમ થયું કે ચાલો દેવકુમારની વિલેજ ઓર્ગેનિઝેશનની એક્ટિવિટી તો જોઇ આવીએ !

**દેવકુમાર—** ઉપકાર થયો. પણ અહિં સ્ટેશનથી આટલે દૂર આવતાં ખૂબ તકલીફ પડી હશે.

**સુધીર—** તેં કોલેજ છોડી તેને ત્રણ વરસ થવા આવ્યાં ત્યાર પછી તને આજે જ જોયો, તું ગમે તેવો થઇ બેઠો પણ દોસ્ત તો ખરો જ ને ? બપોરે સ્ટેશન પર ઉતર્યા. મજૂર પણ મળે નહિ. અને ઓક્ટોબરનો તાપ ! હાથમાં ને ખાંધ પર સામાન. અરે યાર ! અમારો દમ નીકળી ગયો.

**નવલશા—** કોઇ ગારાવાલાએ મહેરબાની કરીને ગારામાં બેસારી લીધા. પછી તાંથી ઉછલતા ને ખખરતા તારા ગામ વેર આવીઆ. તાંથી પૂછતા પૂછતા તારે ઘરે ગીયા. ઘેર આગલ તારા બુઢ્ઢા બાવાજી ઉતા. તેવણે અમુને ગરમાગરમ ખીચરીને ઘી જમારીઆં. અમે લોક તો જમીને થોરીવાર ઉંઘાઈ ગીયા. પછી તારા બાવાએ ગારૂં જોરાવી આપીયું અને અમુને અહિં વેર પુગાડીઆ.

**અનિલ—** હવે બોલ ભાઈ! તું શું શું કરી રહ્યો છ તે તો કહે !

**દેવકુમાર—** થોડો વખત તો મુંબઇની એક રાષ્ટ્રીય શાળામાં શિક્ષકનું કામ કર્યું. પછી તો એમજ મનમાં થઈ આવ્યુ કે શહેર કરતાં ગામડાંમાં જ કામ કરવાની વધારે જરૂર છે. દેશની વસ્તીની સરખામણીમાં શહેરોની વસ્તી ખોબા જેટલી છે; અને શહેરના લોકો નવા જમાનાની બદીઓના એવા ગુલામ થઇ ગયા છે કે તેમને સુધારવા કરતાં ગામડાંની પ્રજાની સેવા કરવાનું મને દુરસ્ત લાગ્યું.

**નવલશા—** ગામરાંના લોક બીચારા ભોલા ભતાક' તમે લોકો તેવણુને

જેમ હાંકો તેમ હંકાય. એમનામાં હજી કોન્શ્યસનેસ કાં આઇ છે?

દેવકુમાર— ખરી ચેતના તો તમારામાં એ નથી અને તેમનામાં એ નથી. પણ તેમને તમારી માફક ઝેર નથી ચડયું એટલે તેમની સાદી અને સરળ બુદ્ધિ ઝટ લઇને સત્ય સમજી જાય છે. તમારાં ભણતરે તમારી વિચારશક્તિને અવળી કરી નાખી છે તેટલી ગામડાંની પ્રજાની થઇ નથી એટલું હજી સારૂં છે. અને ભાઇ! ક્રાન્તિઓ તો ગામડાના લોકોએ જ કરી છે અને કરશે.

સુધીર— આ યંત્રોના અને પ્રગતિના જમાનામાં ગાંધીજીએ ગોકળ-ગાયની ઝડપથી કામ કરવાનું (રેંટીઓ બતાવીને) આ રમકડું શોધી કાઢયું છે! જે કામ એક હજાર રેંટીઆ દસ કલાકમાં કરે તેટલું જ અને તેનાથી વધારે સફાઈદાર કામ એનાથી સોમા ભાગના વખતમાં એક સંચો કરી નાખે. તમે આ જૂના પુરાણા રેંટીઆમાંથી બીજા દેશો સાથે હરિફાઈમાં ઉતરવા માગો છો?

દેવકુમાર— ભાઇ, હરિફાઈ કરવી છે જ કોને? અમારે તો જેમ રોટલા ઘેર બનાવી લઈએ છીએ અને અંગ્રેજોની માફક બેકરીમાંથી તૈયાર રોટલા નથી લાવતા તેમ અમારે જોઇતું કાપડ પણ ઘેર તૈયાર કરી લેવું છે.

અનિલ— Is it not economical waste?
[શું એ આર્થિક દષ્ટિએ સમયનો અને શકતિનો દુર્વ્યય નથી?]

દેવકુમાર— જરાએ નહિ. જે દેશમાં કામ કરનાર થોડા હોય અને કામ ઘણું હોય ત્યાં યંત્રોથી લાભ થાય. પણ અહિં તો કામ થોડું અને કામ કરનાર કરોડો છે. દેશના બધા માણસોની શક્તિ અને સમય કામમાં આવે એવા ઉદ્યોગો અને તેમનાં સાધનો જ્યારે આપણને આવી મળશે, જ્યારે મજુર કારખાનાંઓના ભાગીદાર થશે, જ્યારે સરકારના ધારાધોરણથી આ દેશનાં કારખાનાં સ્વતંત્ર થશે ત્યારે અમે યંત્રોનો વિચાર કરીશું. આજે તો આ રેંટીઓ આ નિરાધાર પ્રજાનો એક જ આધાર છે અને

રોજના છ પૈસા કમાનાર ગરીબ ખેડુતને બીજા બે પૈસાની વધારાની કમાણી આપીને તેને ભૂખમરામાંથી ઉગારી લે છે.

**સુધીર—** લાખ રેંટીઆને બદલે મીલો કહાડી હોત તો શું નુકસાન થવાનું હતું ?

**દેવકુમાર—** વીસ લાખ રેંટીઆ પાછળ માન કે એક કરોડ રૂપીઆ ખર્ચાયા હોય તો તેટલા ભંડોળથી કેટલી મીલો ઉભી થાય તેનો હિસાબ ગણો. એક મીલને ચાલુ કરવામાં કેટલું નાણું અને કેટલો સમય જોઇએ તેનો આંક કદી કાઢયો છે કે ? આખા દેશને કાપડ પૂરૂં પાડે એટલી મીલો કાઢવા તમારી પાસે નાણું જ કયાં છે ? અને મીલો ઉભી કરો તો પણ તમે ખરીદેલા મીલના કાપડની કિંમતના માત્ર પચ્ચીસ ટકા જ ગરીબ મજૂરના ઘરમાં જાય છે અને પોણોસો ટકા મૂડીવાદીઓ ઓહીઆં કરી જાય છે અને તેઓ વિલાયતની મુસાફરીઓ કરીને અને મોટર ગાડીઓ ખરીદીને વિલાયત જ મોકલી આપે છે. ત્યારે ખાદી ઉપર ખર્ચેલી પાઇએ પાઇ ખેડુત, પીંજારા, કાંતનારાઓ, અને વણકરોની ઝૂંપડીઓમાં જાય છે. તમારાં ગરીબ ભાઈબહેનોના મોઢાંમાંથી રોટલો ઝૂંટવી લેવો હોય તો મીલનાં કપડાં પહેરો. મીલનાં એટલે ૭૫ ટકા વિલાયતી. ખાદી પહેરે નહિ અને જીવ-દયાની વાતો કરે, ગરીબોની વહારે ધાવાની બડાઇઓ હાંકે તેઓ કાં તો ઢોંગી છે અથવા તો મૂર્ખ છે.

**અનિલ—** અમે તો તને મળવા આવ્યા છીએ. ઇન્ડિયન ઇકોનો-મિકસ ભણવા નથી આવ્યા. પણ તું હમણાં કરે છે શું ?

**દેવકુમાર—** આ છોકરાઓને ભણાવું છું. આસપાસ પાંચ સાત ગામડાં છે, ત્યાં પણ આવીને આવી જ વસ્તી છે. એમને અક્ષરજ્ઞાનની સાથે ઉદ્યોગ શીખવું છું. સ્વાશ્રયી થતા કરૂં છું. એમના મન ઉપર સ્વચ્છતાની અને સ્વમાનની છાપ પાડવી એ પણ શિક્ષણનું એક અંગ હું માનું છું. મારો એક મિત્ર અંત્યજ શાળા ચલાવે છે. વખત મળે છે ત્યારે તેને મદદ કરવા જાઉં છું. આ કેન્દ્રની મારફતે

આસપાસનાં રાનીપરજનાં ઝૂંપડાંમાં રેંટિઆનો ઉદ્યોગ દાખલ કરૂં છું. રેંટિઓ પોતાની મેળે જ દારૂના વ્યસનને ધકેલી કાઢે છે અને બીજા કેટલાએ સદ્દગુણને આપો આપ વિકસાવે છે!

સુધીર— તને તારા શેકસપીયર અને રસ્કિન યાદ નથી આવતા?

દેવકુમાર— જનતા અજ્ઞાનમાં સબડતી હોય ત્યારે ધૂળ પડી મારા શેક્સપીયર અને કાલિદાસ ઉપર! અને એ કવિઓની કૃતિના કરતાં માનવહ્રદયની જીવંત કવિતા અને ફિલસુફી ચાખવાના પ્રસંગો મને રોજ રોજ મળી આવે છે.

નવલશા— આય તારા દેદાર તો જો. સાબરમતીની જેલમાંથી હમનાં જ છૂટી આવેલો કેદી જેવાં તારાં કપરાં. આય તને સું અતેરૂં લાગીયું ચ!

દેવકુમાર— મારા મિત્રો! આખો દેશ કેદી જ છે. જે જાણે છે તેઓ પણ કેદી છે અને નથી જાણતા તેઓ પણ કેદી છે. એ અંતરના ઉંડા દર્દના બાહ્ય ચિહ્ન તરીકે ગાંધીજી માત્ર કચ્છ જ પહેરે છે. એમની નગ્નતામાં આખા દેશની નગ્નતા અને દારિદ્રનું મૂર્તિમંત સ્વરૂપ જેમને આંખ હોય તે જોઈ શકે.

સુધીર— શું આખી જિંદગી આ રીતે જ વીતાડીશ?

દેવકુમાર— ત્યારે બીજું કરૂં પણ શું? જે નશો મને ચડયો છે તે તમને ચડે તો તમે પણ તેમજ કરો. એ નશો સૌને ચડે એવી વ્યાકુળ હ્રદયથી પ્રાર્થના કરૂં છું. બીજું તમને કહું પણ શું? હું એટલું સમજી ગયો છું કે હમણા નહિ તો અમુક મુદત પછી પણ એક વાર આ સરકારની સાથે હિસાબ કરી લેવાનો વખત જરૂર આવશે. એક વાર આ રાંક દેખાતી પ્રજા લશ્કરી બળથી ગર્વિષ્ટ બનેલી સરકારને સમજાવી દેશે કે પ્રજાનાં શરીર ઉપર રાજ્ય કરી શકાય પણ તેના હ્રદય ઉપર તો નહિ જ. તે વખતને માટે રાહ જોતો મારાં પાંચ સાત ગામોનો નાનકડો કિલ્લો બનાવીને બેઠો છું.

અનિલ— અડચણ તો ખૂબ પડતી હશે.

દેવકુમાર— શ્રદ્ધા અને સેવા તેનું નિવારણ કરે છે. આજના કરતાં

કાલનું કામ વધારે સહેલું બનતું જાય છે. સાંભળો, અમારી ભજનમંડળી જાય છે.

[બધા જોવા બહાર આવે છે.]

[ભજનમંડળી ગાતી ગાતી ચાલી જાય છે.]

ગાંધીને શરણે આવોરે અવસર છે છેલ્લો,
તેના તે ગુણ તમે ગાઓરે ,, ,,
દારૂ છોડીને
તાડી છોડીને
રેંટીઓ ઝાલી લેજોરે ,, ,,

---

## પ્રવેશ ૪ થો

---

સ્થળઃ **પીપલેથાનો સ્વરાજ આશ્રમ**

[નાગરજી, ડાહ્યાભાઈ, ગોકળભાઇ, અને દેવકુમાર ચર્ચા કરતા બેઠા છે.]

**ડાહ્યાભાઇ**— હમણાં હમણાંનું આ માતાવાળું વળી નવું મોજું ચાલ્યું આવ્યું છે !

**નાગરજી**— કોઇ બળવાન ચેપી રોગની માફક ઝપાટાબંધ એ મોજું ફેલાતું જાય છે અને ગામનાં ગામ એના સપાટામાં આવતાં જ જાય છે.

**ગોકળભાઇ**— દારૂવાળાની હવાર થઇ જવાની.

**દેવકુમાર**— રાત પડે છે એટલે કાળીપરજની વસ્તીમાં ડાકલાના અવાજ અને ધૂણનારની કારમી કીકીઆરીઓ વડે કાન પડયું સંભળાતું નથી. સેંકડો સ્ત્રી પુરૂષો રોજ ભેગાં થએલાં જ હોય. એક જણને માતા સેરમાં આવે અને તે ધ્રૂજીને ધૂણવા માંડે એટલે થોડી જ વારમાં તેની અસર પાસે ઉભેલાઓને થાય છે અને જોતજોતામાં દસ વીસ સ્ત્રીઓ અને પુરૂષો ધૂણવા મંડે છે.

**ડાહ્યાભાઇ**— એ પવન આવ્યો કયાંથી ? સરકારી અમલદારોને અને બીજા ઘણાને મનમાં સંદેહ ઉત્પન્ન થયો છે કે આમાં

આપણા માણસોનો હાથ છે. આપણે જ કાળીપરજમાં કોઇક તદબીરથી આ રોગચાળો ફેલાવ્યો છે.

**નાગરજી—** સાચી વાત એવી છે કે આ પવન આવ્યો છે ખાનદેશ તરફથી. પણ માતાના ધાકથી ઘણાએ દારૂ અને માંસ મચ્છી છોડયાં છે તેથી હાંસજી, પાંચો, વીરજી ને એવા બીજા રાનીપરજોના સ્વયંસેવકોએ આ આંદોલનમાંથી ઘણાંમાં ઘણું પરિણામ આવે એવા કેટલાક ઉપાયો લીધા છે.

**દેવકુમાર—** આ લોકોના જૂના અને નાબૂદ કરવા જેવા વહેમને ઉત્તેજન આપીને શો સ્થાયી લાભ થવાનો હતો?

**ગોકળભાઇ—** જેમ કાંટા વડે કાંટો કઢાય તેમ એક વહેમ વડે મોટો વહેમ નીકળી જતો હોય તો એમાં હું કશું નુકસાન જોતો નથી. એ લોકો એકવાર દારૂની બદીમાંથી છૂટા થાય અને સારા સંસ્કાર લેતા થાય એટલે જે વહેમની દેવકુમાર ફરિયાદ કરે છે તે પણ આપોઆપ ચાલ્યો જશે.

**નાગરજી—** આ લોકોને પારસીઓએ અને આબકારી ખાતાના સરકારી નોકરોએ આપણાથી એવા ભડકાવી મૂકયા હતા કે આપણાથી આઘા ને આઘા જ રહેતા. આપણે છાંયડે પણ આવતા ન હતા. એમને એકઠા કરીને સમજાવવાનું કામ જ સ્વાર્થી લોકોએ અશક્ય કરી મૂકયું હતું. એવામાં એકાએક આ માતાનો પવન ચાલ્યો અને હું જોઉં છું કે રોજ સેંકડો કુટુંબો શુદ્ધ થતાં જાય છે.

**દેવકુમાર—** પણ એની અસર ટકશે કેટલો વખત?

**નાગરજી—** પ્લેગ ચાલે ત્યારે સેંકડે પચીશ માણસને રોગ લાગુ પડે. તેમાંથી અડધા બચે અને અડધા મરી પરવારે. તેમ આ હિલચાલમાંથી સેંકડે પાંચ દસ ટકા જેટલાં કુટુંબો જરૂર બચી જવાનાં અને એ કુટુંબોને પૈસે ટકે સુખી અને આબરૂદાર થતાં જોઇને બીજાં ઉપર પણ અસર થયા વગર નહિ રહે

**ડાહ્યાભાઇ—** હાંસજી અને એની ભજન મંડળી ભારે ઉત્સાહથી કામ કરવા મંડી ગઇ છે અને એમણે લોકોનો ખૂબ વિશ્વાસ મેળવ્યો છે. એનું પરિણામ એ આવ્યું છે કે જે લોકો

આપણુને આવતા જોઈને નાસી જતા તે હવે આપણી સભાઓમાં હજારોની સંખ્યામાં હાજરી આપતા થયા છે. કેદમાં નાનાં નાનાં છોકરાં લઈને સ્ત્રીઓ પણ વેગળી ઉભી ઉભી સાંભળે છે.

**ગોકળભાઇ—** સભા થઇ રહ્યા પછી એ લોકો માંહે માંહે જે વાતો કરે છે તે સાંભળવા જેવી હોય છે. એવું બેવાર એમની ચર્ચા સાંભળવાના પ્રસંગ મને મળ્યા હતા. આપણે જે કાંઈ કહીએ છીએ તેનું રહસ્ય એ લોકો બરાબર સમજી ગયા છે તેની મને ખાત્રી થઇ છે.

**દેવકુમાર—** આપણે એ લોકોની એક પરિષદ બોલાવીએ તો કેમ ? એમના ગામોનો જૂથ હોય એવી કોઈ જગ્યા પસંદ કરીને આગળથી તૈયારી કરીએ તો પરિષદ જરૂર ફતેહ-મંદ થાય અને આપણું કામ પણ ખૂબ આગળ ધપે.

**નાગરજી—** વિચાર સારો છે. ગાંધીજીની ગેરહાજરીમાં આપણે વલ્લભ-ભાઇને પરિષદને પ્રમુખસ્થાને બેસાડીએ. કાલે હાંસજીને તેડાવી મંગાવું. એની સલાહ લેવી પડશે.

**ડાહ્યાભાઇ—** આપણે યોજના ઘડી આપીને એમને દોરતા રહીશું તો હાંસજી અને પાંચો ગામેગામ ફરી વળશે અને એ કોમમાં ખૂબ જાગૃતિ પેદા કરશે. પરિષદમાં ખાદીનું અને કાંતણ, પિંજણ વગેરે ક્રિયાઓનું નાનું સરખું પ્રદર્શન પણ રાખવા જેવું છે.

**નાગરજી—** બહુ સાવધાનીથી કામ લેવાનું છે. આપણી પ્રવૃત્તિથી સરકારની આબકારી આવકને ધક્કો લાગ્યો છે. તેઓ અને જંગલખાતાના નોકરો ગરીબો ઉપર જે જુલમો કરતા, વેઠ કરાવતા, મફત અનાજ પડાવી લેતા, ખોટી ખોટી ધમકીઓ આપીને રૂપીઆ કઢાવી લેતા તે બધું જેમ જેમ ઓછું થતું જશે તેમ તેમ સરકારની આપણા ઉપર રહેમ નજર વધતી જવાની. ગમે તે બહાને આપ-ણામાંથી ગમે તે એક બેને સરકારના પરોણા થવું પડશે.

**ગોકળભાઇ—** આપણે તો ત્રણ વરસથી તૈયારી કરીને બેઠા છીએ.

**નાગરજી—** એમ નહિ. હું કહું છું તે એ છે કે એક તો આપણા ઉપર ખોટો આરોપ ન મૂકાય તેને માટે સાવધાન રહેવું અને બીજું આપણી ગેરહાજરીમાં આ કાર્ય વણસી ન જાય તેટલા વાસ્તે આપણી જગ્યા લે એવા સ્વયંસેવકો તૈયાર કરવા.

**ડાહ્યાભાઇ—** બધાએ આવી મળશે. પણ આપણે હવે કાળીપરજની પરિષદ બોલાવવાની તજવીજ કરીએ.

[ સૌ છૂટા પડે છે. ]

## પ્રવેશ ૫ મો

**સ્થળઃ વિક્રમપુર**

**પાનીઓ—** ગુલાબકાકા ! તમે જાન્યું કે પેલી વાતનું હું થાયું તે?

[ ગુલાબચંદ **પ્રવેશ** કરે છે.]

**ગુલાબચંદ—** હેનું પાનીઆ ?

**પાનીઓ—** પેલુંસ્તો નાગરજીવારૂ ?

[ રામભાઇ, ગબો, ધનો જતાં જતાં આ વાત સાંભળીને ઉભા રહે છે.]

**રામભાઇ—** તે હું નાગરજીવારૂ, પાનીઆ !

**પાનીઓ—** એ વરહની ટીપ ઠોકી મારી–સખત મજૂરીની.

**ગુલાબચંદ—** સરકારે પહેલા ગાંધીને પકડ્યડા અને બદ્ધાને વારાફરતી ધકેલી ઘાલહે. જિલ્લાવાર પકડી પકડીને ખોહી દેહે.

**ધનો—** ગજબ થીઓ ! બાપડો હુંવારો હીરના લાછા જેવો છે !

**પાનીઓ—** બહુ કુદી કુદીને ભાષણ કરતો તો' તે !

**ગુલાબચંદ—** એ તો પેલા ડાહ્યલાને પારહીએ ડફણાટીને ખાટલે પાડયો ન હોત તો એ ઓ ગયો હોત ઝાંઝરીઆં ખખડાવતો.

**રામભાઇ—** તે એ લોક થોડા જ પોતાના હવારથને હારૂ કેદમાં ગીયા છે ? રૈયતને હારૂ ગીયા છે. કાલે હવારે છૂટીને અવહે કે પાછા એના એ.

ગબો— હા, ભાઇ, હા.

ગુલાબચંદ— એ તો હારૂ જ થયું કે ગાંધીએ બધું ટાઢુ પાયડુ. નીકર—

રામભાઇ— નીકર હું થવાનું ઉતુ જે? પાંચ પચા હજાર વઢાઇ જાત તો અહિં બ્રહ્માનો વંશ જવાનો ઉતો? પલેગમાં કેટલા મરી ગીયા? તારે જાણે આ હરકારી પલેગ ચાયલો ઉતો.

પાનીઓ — અરે એ તમરી બધી અવરી નીકરી જાત અવરી.

ગબો— હોવે, ભાઇ, હોવે. જે થીયુ તે હારૂ થીયુ.

ધનો— હારૂ થીયુ કે માંડુ થીયુ તે તો પરમેહર જાણે. પણુ પાછો કોઇ દહાડો વખત આવશે. અજુ બગડી હું ગીયુ છે?

ગુલાબચંદ— જોયુ અને જીવતા રહીશુ તો જોઇશુ.

રામભાઇ— તમે વાણીઆ ગોદડામાં મોઢું ઘાલીને એવા ભરાઈ જહો કે બારણે આવીને જોવાની એ તમારી છાતી ની ચાલે.

ગુલાભચંદ— અમે તો વાણીઆ ભાઇ. તમે કણબી અને ભાઠેલા કેવી તોપ ફોડો છો તે જણાશે. સરકારે અસહકારની જડ કાઢી નાંખી જડ !

[રસ્તે જતાં ગોકળભાઇ સાંભળે છે અને પ્રવેશ કરે છે]

ગોકળભાઇ— એ જડ તો અમરવેલની જડ છે. હિંદુસ્તાનની પનોતી ધરતીમાં સતીઆને હાથે વવાઈ ગઇ તે તો વખત આવશે ત્યારે ફાલી ફૂલીને આખા દેશમાં ફેલાઇ જશે.

ગબો— હોવે રે હોવે. એ કંઈ જાય હું જે?

ગોકળભાઇ— નાગપુર અને બોરસદની લડાઈઓમાં પ્રજાએ વિજય મેળવ્યો છે. અકાલી શીખોએ તો શરાતનની કમાલ કરી બતાવી છે. તારકેશ્વરનો અને મૂલશી પેઠાનો સત્યાગ્રહ એજ અમરવેલનો પરિવાર છે. એક એક લડાઇમાં મળતા વિજયથી પ્રજાને પોતાના બળનું ભાન થતું જાય છે. જે લ્હાવો લેવાની તક આપણા હાથમાંથી જતી રહી છે તે વહેલી મોડી મળ્યા વગર નહિ રહે. ખેડાના સત્યાગ્રહ વખતે જે ધ્વજા રોપાઇ છે તે એકવાર દેશના ગામેગામમાં ફરકતી થશે.

ગુલાબચંદ— સત્તા આગળ શાણપત નહિ ચાલે. મગતરાં ભાગો હાથી બીવાનો હતો?

રામભાઈ— પણ મગતરૂ હાથીના કાનમાં ગીયું એટલે જોઈ લેજો મજા! હાથી ભલેને માથુ પછાડીયા જ કરે!

ગણો— હડવે! પછાડીયા જ કરેને!

ગુલાબચંદ— બોલ, ભાઈ, બોલ. તારે ફાવે તેટલું બોલ. તારા બોલવાના દહાડા છે.

ગોકળભાઈ— અને કરી બતાવવાના દહાડા પણ આવ્યા જ જાણજો.
[ ગુલાબચંદ અને પાનીઆ સિવાય બીજા બધા ચાલ્યા જાય છે. ]

પાનીઓ— સારાવાલા અસહકારવારાનો અજી બરો નથી ઉતઈરીરૌ.

ગુલાબચંદ— સરકાર પણ ઓછી નથી તો. એ લોકને લડવાના મખતરાં આપતી ફરે છે.

પાનીઓ— તે હું પાછો સત્યાગ્રહ ચાલવાનો?

ગુલાબચંદ— સત્યાગ્રહ કરવાવારા તો હવાઈ ગીયા. બધા વેરણખેરણ થઈ ગીયા છે અને છે તેને લોક ગાંઠે એમ નથી.

પાનીઓ— પણ વખતે આ પરવારતાઓ પાછું હરગાવે તો?

ગુલાબચંદ— હરગાવે તે આપણે વાણીઅને હૂડી વચ્ચે હોપારી વારી થઈ જાય. ગામથી વિરૂદ્ધ આપણાથી જવાય નહિ અને સરકારનો તાપ આપણાથી જીરવાય નહિ. આપણી તો હવાર થઈ જાય જો! [ જાય છે. ]

---

## પ્રવેશ ૬ ઠ્ઠો

---

**સ્થળઃ બારડોલી સ્વરાજ આશ્રમ**

[નાગરજી અને દેવકુમાર પ્રવેશે છે.]

નાગરજી— બે વરસની ગેરહાજરી પછી મેં આવીને જોયું તો જાણે આપણી પાંચ વરસની મહેનત બરબાદ થઇ ગએલી દેખાય છે! લોકોમાં અતિશય નિરાશા અને નિરુત્સાહ આવી ગયાં છે આપણા શૂરવીર સ્વયંસેવકો જેઓ સેંકડોનાં ટોળામાં ગાંડાંની માફક આખા તાલુકામાં ઘૂમી

વળતા તેઓ આજ ક્યાં છે? દેવકુમાર! પૂરેપૂરો ઓટ થઇ ગયો છે અને અગાઉની ભરતીની નિશાનીઓમાં માત્ર આપણા આશ્રમો છૂટા છવાયા શંખલાઓ જેમ પડી રહ્યા છે. અને એ પ્રાણને ભોગે ઉભા કરેલા આશ્રમો કેવા પ્રતિકૂળ સંજોગોની વચ્ચે ટકી રહ્યાં છે તે તારાથી ક્યાં અજાણ્યું છે? આખા દેશમાં અસહકારનાં પૂર ઓસર્યાં અને દેશનું લક્ષ દુર્ભાગ્યે ધારાસભાઓનાં ચૂંથણા તરફ દોરાયું ત્યારે એ નર્યું સાહસ કરીને ઉભા કરેલા આશ્રમો પાછળ જે કરજના ડુંગર ચડ્યા તે ફેડતાં જે જે વીત્યું છે તે આપણું મન જાણે છે. એક વાર આપણો પડયો બોલ જે લોકો ઉપાડી લેતા તેઓ આપણા તરફ પાછું વાળીને ન જુએ એ વસ્તુસ્થિતિ કોને નિરાશ ન કરે?

દેવકુમાર— પણ નિરાશાના એ વેરાન રણમાં પણ લીલાછમ જેવા રણદ્વીપ નથી શું? આવી મન્દીના વખતમાં પણ આપણને નાણાની સંગીન સહાય નથી મળી આવી? એ ધીરેલું નાણું પાછું ભરપાઇ થશે કે નહિ તેનો વિચાર કર્યા વગર યજ્ઞમાં અપાતી આહુતિની માફક આપણને નાણું આપનાર ઉભા થયા એ બતાવી આપે છે કે લોકોને હજી આપણા ઉપર એટલે આપણા કામ ઉપર વિશ્વાસ છે. હું તો છેવટ સુધી એમ માનવાનો જ કે બારડોલી હજી રાખની નીચે દટાએલા અગ્નિની માફક અંદરથી ધગે છે અને તમે જે ઓટ જોઇને નિરાશ થાઓ છો તે ઓટની પાછળ દૂર નજર કરતાં પ્રચંડ ઘૂઘવાટ કરતી ભરતીનાં પાણી ચાલ્યાં આવે છે.

નાગર— કયી ભરતી? કેમ ભૂલ કરો છો?

દેવકુમાર— સરકારે મહેસુલની નવી આકારણી કરી છે અને સેટલમેન્ટ અમલદારે લગભગ સવા લાખ રૂપીઆનો વધારો કરવાની ભલામણ કરી દીધી છે અને આવતા વરસથી તેનો અમલ થઇ જવાનો.

નાગરજી— તેમાં આપણે શું કરી શકવાના? આપણો બતાવેલો

રસ્તો જનતા કબુલ ન કરે ત્યાં સુધી આપણે મૂંગી ક્યા ખાવા ઉપરાંત બીજું કરીએ પણ શું ?

[ ડાહ્યાભાઇ અને ગોકળભાઇ પ્રવેશ કરે છે.]

**દેવકુમાર—** ૧૯૨૧–૨૨ની સાલના ઉત્સાહનો પ્રત્યાઘાત થયો છે એ વાત ખરી પણ હાલ સંજોગો એવા છે કે ફરીથી એ ઉછાળો લાવી શકાશે. સત્યાગ્રહ સિવાય લોકો પાસે ઉગરવાનો એક પણ આરો નથી.

**નાગરજી—** પણ સત્યાગ્રહના નામથી લોકો એવા ભડકી ઉઠે છે કે તેમને એ રસ્તે વાળવાનું કામ મને તો અશક્ય લાગે છે.

**ગોકળભાઇ—** તું કહે છે તેમ અશક્ય હતું પણ હવે લોકો મૂંઝાયા છે. તેમણે ધારાસભાના સભ્યો મારફતે દાદ મેળવવા પ્રયત્ન કર્યો પણ ત્યાંથી ઝાડુ મળ્યું, તાલુકાનું ડેપ્યુટેશન પૂને જઈ આવ્યું તે પણ મૂઠીઆં ને ઢેબરાં ખાઇને પાછું આવ્યું. શીવદાસાનીએ ખેડૂત મંડળની સભામાં લોકોને ઠંડે પાણીએ નવડાવી નાખ્યા. કોઇએ જૂનું મહેસુલ ભરવાની અને નવું નહિ ભરવાની સલાહ આપી. મેં ઉભા થઇને કહ્યું કે એ રીતે લડતાં તો સો વરસેઓ પાર નહિ આવે વસાઈ તાલુકાવાળા એ રીતે લડી લડીને થાકયા પણ કશું વળ્યું છે? આપણે તો ઝટ નીકાલ થઇ જાય એવો રસ્તો લેવો જોઇએ અને તે એ જ છે કે જૂનું અને નવું કશુંએ ન જ ભરવું. સભામાંજ આ શબ્દો સાંભળીને લોકો ચકચાર કરવા લાગ્યા. કેટલાકે તો ત્યાં ને ત્યાંજ સંમતિ આપી દીધી. ઓછામાં ઓછું ઓછું એટલું તો ચોક્કસ છે કે લોકો વિચાર કરતા થઈ ગયા છે અને પવન આપણને અનુકૂળ થતો જાય છે. હું કેટલાક ગામોમાં ફરીને લોકોની નાડ તપાસતો આવ્યો છું અને કોઇ બાહોશ નેતા આગેવાની લે તો લોકો સાથ આપે એવું વાતાવરણ ઉભું થયું છે,

**નાગરજી—** બાહોશ નેતા તો અત્યારે કોને શોધી લાવીએ ? ગાંધીજી ભાગ્યે જ આ કામમાં માથું મારે. વલ્લભભાઈ ઉપર

નજર ઠરે છે. તે પણ હજી રેલસંકટના કામમાંથી પરવાર્યા નથી. અને વળી આપણા લોકોના કહેણ ઉપર તેઓ વિશ્વાસ મૂકીને આ લડાઈની જવાબદારી માથે લે કે કેમ એ પણ શક પડતુ છે. આપણા જૂના સ્વયંસેવકોમાંના કેટલાક હજી રેલસંકટમાં કામ કરી રહ્યા છે.

**ડાહ્યાભાઇ—** તું કહે છે તે વાત છે તો સાચી. પણ લોકોનું સંકટ કાંઈ જેવું તેવું નથી. ડોસી મુઆનો નહિ પણ જમ પેધ્યાનો ભય છે. અત્યારે જો આપણે નીચી મૂડીએ વધારો ભર્યા કરીએ તો ત્રીસ વરસ થયાં એટલે પાછો બીજો વધારો આવ્યો જ જાણવાનો. સરકારે જ્યારે જ્યારે આકારણી કરી છે ત્યારે ગમે તે બહાને વધારો કર્યા વગર રહી નથી. આ વખતે આપણે લોકોને મદદ ન કરીએ તો પછી આપણે જાહેરજીવનમાં હાથ ધોઇ નાખવા.

**નાગરજી—** વલ્લભભાઇ જો સરદારી લે તો તો સોનાથી પીળું શું ? એમણે રેલસંકટમાં જે કાર્યકારિણી શક્તિનો પરિચય કરાવ્યો છે તેના વડે આખા ગુજરાતની નજર એમના તરફ ખેંચાઈ છે. જો એ સરદારી લેવા કબુલ થાય તો પાછાં નિશાન ફરકાવીએ. આપણા સાથીઓમાંથી પણ કેટલાક શંકાશીલ છે તેઓ પણ ટટાર થઇ જાય. પરંતુ વાત એમ છે કે મારે વલ્લભભાઇ સાથે વાતચીત થઈ છે પણ એમણે ગણગણતો જવાબ વાળ્યો છે.

**ગોકળભાઇ—** ચાલ, ફરીથી એકવાર પાસો નાખી જોઇએ. એમને બારડોલીનો આખો કેસ સમજાવીશું અને બને તેટલી ખાત્રી આપીશું કે લોકો સારો જવાબ આપે એવી સ્થિતિમાં છે તો એ બીડું ઝડપે પણ ખરા.

**દેવકુમાર—** એ તો લડાઇના રસીઆ છે, પણ કુશળ સેનાપતિની માફક વિજય મળવાની ખાત્રી હોય તો જ ધસારો કરે એવા છે. એમની આખી કારકિર્દીમાં એમણે પરાજય જોયો નથી. આહ! મને તો વાત કરતાં કરતાં રોમાંચ થાય છે! નાગપુર અને બોરસદના વિજયી સેનાપતિના હાથ નીચે ઝૂઝવાનો લ્હાવો લેવાનો વખત કયારે આવે!

નાગરજી, તમે આજ રાતની ગાડીમાં જ અમદાવાદ દોડી જાઓ. જરૂર પડે તો (કાનમાં) ......ની મદદ લેજો. એ જુનો જોશી વલ્લભભાઈની નાડીને સારી પઠે ઓળખી ગયો છે. તમે કશું બોલતાજ નહિ. એ બુઢ્ઢાને બોલવા દેજો. એ એવો ઉસ્તાદ છે કે પેરેપેરે વાત કાઢશે અને દાવ આવે ત્યારે એવી સોગઠી મારી આપશે કે વલ્લભભાઇથી હા કહ્યા વગર રહેવાશે જ નહિ. એકવાર એમને મોઢેથી હા નીકળી ગઇ એટલે મેરૂ ચળે પણ હું ચળું નહિ એવા વલ્લભભાઇ છે.

ડાહ્યાભાઇ— તમે જાઓ અમદાવાદ અને અમે ત્રણ જણ બીજા થોડાક યુવાનો જે હજી પણ જ્યારે સાદ કરીએ ત્યારે દોડી આવે એવા છે તેમને લઇને આઠ દસ દિવસમાં આખા તાલુકાનાં ગામો પોંદી વળીશું. અને એવી ત્વરાથી લોકમત જાગૃત કરી દઇશું કે જ્યારે વલ્લભભાઇ આવીને ખેડૂતોને એકઠા કરીને પૂછે ત્યારે ઓછામાં ઓછા સો બસેં તો પાયમાલ થઇ જઇશું પણ પાછી પાની નહિ કરીએ એવો ખખડાવીને જવાબ આપનારા નીકળી આવે. ભરૂચ, વડોદરા અને ખેડાના ભડવીરો આપણી કુમકે ચાલ્યા આવશે. રેલસંકટ નિવારણના કામમાં ઘડાએલા યુવાનો દોડયા આવશે. ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ તો આપણી ખડી ફોજ જેવા છે. કાઠીઆવાડ પણ મોળું નહિ પડે. યુદ્ધનો શંખ ફૂંકાતાં ગુજરાતનું યૌવન અને શૌર્ય જ્યાં હશે ત્યાંથી બારડોલી તરફ વહ્યું આવશે અને રેલસંકટે ગુજરાતનું કેવું સંગઠન કર્યું છે તે જણાઈ આવશે.

ગોકળભાઇ— હમણાં ફેલાએલી રાજ્યનૈતિક મંદીને લીધે સરકાર જરૂર ગાફેલ રહેશે અને ગોથું ખાશે. તે તો નબળાઇ અને કુસંપના ઉપર મદાર બાંધશે અને આખો બારડોલી તાલુકો સળગી ઉઠશે ત્યાંસુધી એવીજ ભ્રાન્તિમાં પડશે કે ન્યાય આપણી બાજુએ છે. લડાઇ આપવાની

ઉપર ઉપરનો ઘોંઘાટ કરવા ઉપરાંત બીજું કશુંજ કરી શકવાના નથી.

**નાંગરજી—** તમારાં ઉત્સાહ અને વીરતા મને ક્યાં અજાણ્યાં છે? પણ વલ્લભભાઇને સરદારી સોંપીને આપણે ભારે જોખમ ખેડીએ છીએ તેનો ખૂબ વિચાર કરજો. તમે ધારો છો તેવો લોકો જવાબ ન વાળે ત્યારે તો જાણે બહુ પસ્તાવા જેવું નથી પણ લડાઇ મંડાયા પછી લોકો ઢીલા પડી જાય ત્યારે આવી જોખમભરેલી લડાઇમાં વલ્લભભાઇને ઉતારવા માટે આપણને જીંદગી સુધી પસ્તાવું પડશે. જો આપણે જીતીશું તો સત્યાગ્રહની સફળતા પૂરવાર થઇ જશે. આખા દેશના ઉપર તેની ભારે અસર થશે પણ જો હાર્યા તો રાજનૈતિક પ્રવાહને પાછો ઠેલવાનું પાપ આપણે માથે આવશે. આપણે સત્યાગ્રહ કર્યો નથી ત્યાં સુધી બાંધી મૂઠી લાખની છે પણ હારીશું તો આપણી નિર્બળતા ઉઘાડી પડી જશે, અને—

**દેવકુમાર—** અને બને કાંઈ નહિ. વલ્લભભાઇને પગે પડવું પડે તો પગે પડીને કોઇ પણ ઉપાયે તેમને એકવાર બારડોલીના ખેડુતો આગળ લાવીને ઉભા કરી દે. ખેડુતોના આ સંકટમાં આપણે બેલી ન થઈએ ત્યારે કોણ થવાનું હતું? ધારાસભાના મુસદ્દી સભ્યો એમને નવડાવતાં નવડાવતાં પણ વલ્લભભાઈ તરફ આંગળી બતાવતા ગયા છે. સરકારે ગાડાના પૈડા જેવડી ભૂલ કરી. ન્યાય આપણી બાજુએ છે. લડાઇ આપવાની આ સારામાં સારી તક છે. સાઈમન કમીશનના આવ્યા પછી ઉદારમતવાદીઓ પણ ધક્કા ખાઇને ડાહ્યા થયા છે, રેલસંકટે સૌને જગાડયા છે. સમય ખૂબ અનુકૂળ છે બીજી ત્રીજી વાત કર્યા વગર તું બાપ! આજેજ અમદાવાદ ઉપડી જા. અને અમે નીકળી પડીએ છીએ અમારા કામ ઉપર. જોજે તો ખરો, વલ્લભભાઈ બારડોલી આવે તે દહાડે તેમને ખેડુતોનો ભેટો કરાવી દઉં છું. વલ્લભભાઇ કાંઇ કાચા નથી. આંધળીઆં કરે એવા નથી. શૂરા છે પણ દીર્ઘદર્શી છે. ખેડુતોની સાથે તેઓ ખુલ્લેખુલ્લી વાત કરીને ચણો

ચાંપી જોશે. પણ તમે આવો તે પહેલાં એવી પરિસ્થિતિ ઉભી કરૂં છું કે તું અને વલ્લભભાઇ છક્ક થઇ જશો. જાઓ અને ફતેહ કરો. વલ્લભભાઇને લઇનેજ આવજે. (જો, ઘડીઆળનો ટકોરો થાય છે.)

ડાહ્યાભાઇ— આ તૈયાર, દોસ્ત, શુભ શકુન છે.

[ સૌ જાય છે. ]

---

## પ્રવેશ ૭ મો

---

સ્થળઃ **વિક્રમપુર, ભીમનાથ મહાદેવનો ઓટલો**

[રામભાઇ, ધનો, ગણો, કાળો, ગોવન બધા પટેલીઆ વાતો કરતા બેઠા છે ]

ધનો— એની માની આબદા માર—આ થવા હું બેઠું છે? આપણે દહાડો ને રાત વહીતરાં કરી કરીને ગહાઈ જઈએ તોએ હજીનું દેવુ ને દેવુ. છાહુકારના કરજમાંથી છૂટવાવારો ની મરે.

કાળો— તે છૂટાય હેનું ? ખેતીની ઉપજ ખેતી ખાય ને વધે તે દૂબરા ખાય. ઘરની મહેનત મજૂરી, ઘરનો ખાતર પૂંજો અને વરી ચાર ભેંહડાં રાખીએ તેમાંથી વરી પેટીયું નીહરે. વરહ વરહને ખાતાં આવે, એમ કરતાં વરી એક બલ મરી ગીયો કે જા વાણીઆને ઘેર ! વરહે બે વરહે પાછો ખરચ આવીને ઉભો રે' એટલે માથે દેવું ચડીયા જ કરે તો !

ગણો— અઉવે, ચડે ની તો હું થાય?

રામભાઇ— તેમાં પાછો છરકારનો લોભ માતો નથી. આ નવુ એશીશમેન્ટ કયરૂ ને પાધરો હવા લાખનો વધારો ધકેલી ઘાયલો.

ગણો— છરકારને ઘેર હું દેવારૂ આવી જતું હતુ ?

રામભાઇ— અને પાછી છરકાર કાને ડાટા મારીને બેઠેલી. અરજીઓ કરી પણ હાંભરવાનો અલ્લાયો ! ધારાછભામાં બીમભાઇએ ને

દાદુભાઈએ જવાબ પૂછ્યા, પણ સાંભરે કોણ ? તાલુકાનું ડીપ્યુટીસન ગવર્નરને મલવા પુને જઈ આવ્યું—

ગોવન— એ ડીપ્યુટીસનમાં હુંએ ગીઓ'તો. જીવદાજીની માણહ કેઉં તે પહેલા નંબરનું હો. અમને બદ્ધુ બતલાવવુ. પછી ચા પીવા તેડી ગીયા. અમને કે' બેહો પટેલ ખુરશી પર. અમે તો ની બેઠા. પછી ચા ને બીશકુટ મંગાવ્યાં. અમને કે' ખાઓ પટેલ. અમે કીધું ના, અમારાથી ના ખવાય. અમે તો મૂઠીઆં ને ઢેબરાં ખાઇને આઈવા છીએ.

રામભાઇ— પણ કેઉં : તે જીવદાજીની ને દાદુભાઇથી કૈં ફ્કર ના થીયો. વાલોડની છભામાં જીવદાજીની પરમુખ ઉતા. છભામાં જૂનું મેહુલ ભરી દેવું ને નવુ ની ભરવુ એવી વાતો થઇ. એક જણો કે' દોલાબમેં રૂપીઆની કોથળી મૂકીને જપ્તી કરાવવી. કોઇએ છત્યાગરહનું નામ પાયડુ કે બધા મોટા મોટા ઉઠીને ઉભા થીયા.

કાળો— એ તો મરદની ગત મરદ જાણે. એવાથી ધાડ મરાય હું જે ? વલ્લભભાઈ ખરો મરદ. તેણે તો છરકારને ખખ-ડાવીને હંભરાવી દીધું કે ફેર તપાશ કરો ને ની કરો તો જુનુ ને નવુ—એક રાતી પાઈ ની ભરવા દેઉં.

ગબો— અઉવે, રાતી પાઇ ભરવાની કેવી થાય જે ?

ગોવન— આજે વલ્લભભાઇએ ફરી વારકા બધાને બારડોલી તેડાઈવા તો છે તેનો હું તરજુમો આવે છે તે તો જોઇએ.

રામભાઇ— નાગરીઓ, દેવલો, ડાહ્યલો અને નાયણાનો ગોકરીઓ—એ બધા ગીયા તો છે. જોઇએ હવે હું ઘાટ ઘડાતો છે.

ધનો— પેઓએલા ચાયલા આવે.

[સ્વયંસેવકો ગાતા ગાતા આવે છે. ]

જનની સેવનનો મધુ મધુરો અવસર કયાં મળે રે ?
જગજીવ્યું ફળે રે—જનની૦

રામભાઇ— અયલા ? હું હું કરી આઈવા ?

ભલાભાઇ— કરી આવ્યા હું ? સત્યાગ્રહની પ્રતિજ્ઞા લઇ આવ્યા અને માંડયો આજથી રણજંગ.

ધનો— અલ્યા પણ હી રીતની પરતીગના તે તો કહે.

ગોકળભાઇ— સરકાર નવેસરથી તપાસ કરવાનું કબુલ કરે નહિ ત્યાં સધી કોઇએ ફીસ ભરવી નહિ. ભલે સરકારને જપ્તી લાવવી હોય તો લાવે અને જે કરવું હોય તે કરે.

ગોવન— ગોકરીઆ! આપણે તો જાણે કે દહાડના તીયાર છીએ; પણ આપણા ગામમાં ઘર ઘરના રાગ જુદા. વાણીઆ ફરી બેહવાના, મુસલગાન ખાતેદાર છે તે વરી તેમનો જુદો ચોકો કરવાના. ભાહેલા તો પાછા દોઢ ચતુર રીયા.

ડાહ્યાભાઇ— આજ તો બધાને ગળા સુધી પાણી આવી ગીયાં છે; અને આ વાતમાં બધાનો સ્વાર્થ એક સરખો છે.

રામભાઈ— અહિં ને અહિં જ ગામ ભેગું કરો અને બધા મલીને જે તે કરો ઠરાવ. જા ગોકરીઆ, તું જઇને હાદ પડાવ અને ફરી વર્ય બધે અને હાઇ લાવ હઉને.

[ગોકળભાઇ જાય છે.]

નાગરજી— અમે તો પ્રતિજ્ઞા કરીને જ આવ્યા છીએ અને અમારી સાથે આફવા, વાંકાનેર, વરાડ, સરભોણ વગેરે અનેક ગામોના લોકોએ પ્રતિજ્ઞા લીધી છે. ભલે ખુવાર થઇ જઇશું પણ અમે હવે થૂકયું ગળનાર નથી. તમારે સૌને જે કરવું હોય તે કરો.

ગોવન— સરકાર જમીન ખાલસા કરે તો થવા દઇએ પણ હરરાજી કરીને વેચી મારે તો આપણે હાથે ને પગે થઇ જઇએ.

ડાહ્યાભાઈ— અમે તો એમ મન વારીને બેઠા છીએ કે જાણે બાપ-દાદા ન્હોતા મેલી ગયા. નવી ગિલ્લી નવો દાવ.

નાગરજી— અને આપણામાં સંપ હશે તો કોની માએ સૂંઠ ખાધી છે કે એક તસુ ભોંય વેચાતી રાખે ?

ગોવન— છરકાર વરી બહારથી વેચાતી લેનારા ઉભા કરે તો ?

નાગરજી— ભલે ને રાખે ! આપણે કબજો છોડીએ ત્યારે ને ? આપણી જમીન પર પારકાનું હળ ફરે તે પહેલાં તો આપણાં હાંડકાંનું ખાતર થઇ જશે. સરકાર

આપણામાં ફૂટ પડાવવા કાવાદાવા કરશે. ફલાણાએ ભર્યું. ફલાણું ગામ તૂટ્યું, એવા ગપગોળા ઉરાડશે પણ આપણે કોઇનું સાંભળવુંજ નહિ. આપણે સંપી સંપીને ધીરજથી જોયા કરવું. આપણે સૌએ સાથે તરવાનું છે અને સાથેજ ડૂબવાનું છે. આ વખતે સૌ સમજી ગયા છે અને નહિ સમજ્યા હશે અને ઢીલા પોચા હશે તે બધા ઠેકાણે આવી જશે.

(લોકો ભેગા થાય છે અને માહેમાંહે બોલાબોલ કરે છે.)

૧ લો— છત્યાગરહ કરવાનો, કરવાનો.

૨ જો— અલ્યા, બાર વાગી જવાના જો.

૩ જો— થા થાને થવાનું હું જે ?

૪ થો—હ અઉવે, તે દહાડે આવ મોઢા ની રે.

૫ મો— (મૂછપર તાલ દઇને) મરદ માથાં કપાવે, નાક ની કપાવે.

૬ ઠો— હાંભરો અલ્યા ! નાગરજી બોલવા ઉભો થાય છે.

નાગરજી— ભાઇઓ ! સરકારને અરજીઓ કરી, ખોળા પાથર્યા અને બીજું જે કરવું ઘટે તે કરી ચૂક્યા. પણ મદમાં છકી ગએલા અમલદારોને આપણી દાદ સાંભળવી નથી. ત્યારે આપણી પાસે હવે એકજ છેલ્લો ઉપાય રહ્યો છે અને તે સત્યાગ્રહ. આપણી સરદારી આખા તાલૂકાના લોકોના કહેવાથી વલ્લભભાઇએ લીધી છે. આપણી ઇજ્જત આપણે તેમના હાથમાં સોપી છે. હવે તે જેમ આપણને દોરે તેમ દોરાવું એજ આપણો ધર્મ છે. આપણે તેમના કહ્યા મુજબ વર્તીશું તો ફતેહ આપણી જ છે. સરકાર જપ્તીઓ લાવશે, જમીનો ખાલસા કરશે, વેચી પણ નાખશે, થોડાકને કેદમાં પણ લઇ જાય, પણ એ બધી એની માયા છે. આપણે ટેક નહિ છોડીએ અને બધું સહન કરીશું તો ન્યાય આપ્યા વગર સરકારના બાપનો છૂટકો નથી. સરકારને જેમ નાચવું હોય તેમ નાચે. આખરે એક તસુ જમીન પણ એને પચવાની નથી, અને જે રાખશે તેને પણ નહિ

પેંચવા દઇએ. આપણી જમીન ઉપર તો આપણાં જ હળ ફરશે. બીજો હળ લઇને આવશે તો ધરતીમાતાના પેટમાંથી લોહીની સેર ફુટશે. અમે તો પ્રતિજ્ઞા લઇને જ આવ્યા છીએ. ખુવાર થઈ જઈશું, દેશવટો લેવો પડે તો દેશવટો લેશું. તમારે હવે શું કરવું છે તેનો વિચાર તમે કરી નાખો.

**રામભાઇ—** બોલ્ય ગોવન! તારા મનમાં હોય તે કહી લાખ.

**ગોવન—** હઉ કરહે તે અમે કરહું.

**રામભાઇ—** એમ ની. ખંખારીને બોલ.

**ગોવન—** તે કરી લાખો ઠરાવ કે છત્યાગરહ કરવો ને વલ્લભભાઈ કહે તેમ કરવું. પણ—

**રામભાઇ—** હું પણ? કહી નાખ.

**ગોવન—** હઉને એક તૂમડે તરવાનું છે.

**વનેચંદ—** જોજો, ભાઇ, મહિંથી તૂમડું કાણું ના નાકરે.

**ધનો—** કાણું નીકરે તના ભોગ. તેને આ ભીમનાથ મહાદેવ પૂછે.

**ગુલાબચંદ—** ભોગ બોગીઆના.

**કાળો—** જો, ગુલબા! તમારે લીધે અમે છીએ અને અમારે લીધે તમે છો, હઉના માંથા હાથે કાન જ્યડા છે. અમે કણબી માર્યા જઇહું તો તમે હાવકાર બચી જવાનાં હું જો? ચોગરદમ દવ હરગહે તારે તો હુકા ભેગા લીલા બધાએ બરીને ભશમ થૈ જવાના. માટે જે કરો તે વીચારીને કરજો,

**રામભાન—** અને એક પાપી નાવડી બુરાડે તેમ જો કોઇ તેવો નીકરહે તો પછી અમે છીએ અને તે છે.

**ગોવન—** એમ કોની માએ હુંઠ ખાધી કે ગામની ઉપરવટ થઇને ભરી આવે? તેનેએ ગામમાં રહેવું છે કે સીમમાં? પણ હું તો એ કહેતો છું કે પાંચે આંગરાં હરખાં ના હોય. કોઇ નબરા હબરા ઓ હોય.

ગબો— અઉવે, બધા હરખા હોય હું જે ?

ગોવન— માટે છે તે આપણે એવા પરકારનો બંદોબસ કરો કે જેની જમીન વેચાઇ જાય, નહિ તો જે નુસકાન થાય તે એને ગામ સમસ્ત મલીને ભરી આપે. આવું 'પલાણુ કરશો તો હઉને ધીરજ રહેશે, નહિ તો બધું ફેંહાઇ જહે.

રામાભાઈ— મહિં એવું ઉમેરો કે જે કોઇ ફીસ ભરીને ગામનું નાક કપાવે તે નીયાતબાર [અને તેની હાથે વહેવાર રાખે તે એ નીયાતબાર.

વલેચંદ— અમારી વાણીઆની ન્યાતમાં ન્યાતબહારવારૂ નહિ ચાલે.

ગોવન— અમારા કણબીમાં તો નીયાતબારો થીયો એટલે જનમારો રદ. આ તો વરી પાછો ગામબારો. કોઈ પાહેર છાશ ની આપે ને હજામ દાઢી ની બોડે.

કાળો— તેને તો ઢેડવાડે જ રહેવા જવું પડે. ગામમાં રહેવું ભારે થઈ પડે.

ધનો— અરે ! તેને તો ઢેડાંઓ ની હંઘરે !

ગબો— અઉવે ! હંઘરે હું જે ?

રામભાઇ— લખ ગુલબા ! ઠરાવનો દસ્તાવેજ.
[ગુલાબચંદ લખે છે. દરમ્યાન બધા બોલાબોલ કરી મૂકે છે]

ગુલાબચંદ— લ્યો ગોવન પટેલ ! બધાને વાંચી હંભરાવો.

[ ગોવન વાંચે છે ]

ગામ વિક્રમપુરના ગામ સમસ્ત લોક આજ તારીખ ૧૨–૨–૧૯૨૮ને રોજ ભેગા મળીને ઠરાવ કરે છે કે સરકારે નાખેલો મહેસુલનો વધારો ગેરવાજબી છે. માટે સરકાર જ્યાં સુધી ફરીથી તપાસ કરવાનું વચન ન આપે ત્યાં સુધી કોઇએ ફીસ ભરવી નહિ. આ બાબતમાં સમાધાન થતા સુધી વલ્લભભાઇ સાહેબની સલાહ મુજબ સૌએ ચાલવું. તેમના હુકમની જે વિરૂદ્ધ જશે, અથવા સરકારી અમલદારો સાથે મેળાપ રાખશે તે ગામનો ગુન્હેગાર થશે અને ગામની નજરમાં આવશે તેવી શિક્ષા

તેને કરશે. આ સત્યાગ્રહની લડતમાં જેને નુકશાન થાય તેને ગામ મળીને ભરી આપે.

**ગોવન—** લે ગુલબા ! કર છહી.

**ગુલાબચંદ—** વનેચંદની પહેલી થવા દોને.

**વનેચંદ—** પહેલી ગામના પટેલીઆઓની થાય તે જ શોભે.

**રામભાઇ—** નથી કોઈ તમને ધાડને મોઢે ધરવાનુ. લાવ, હું સહી આપુ. (સહી કરે છે.)

[ગોવન કાગળ ફેરવે છે. આ પહેલો અને પેલો પહેલો એમ કરતાં કરતાં આખરે હાજર રહેલા બધાની સહીઓ થાય છે.]

**રામભાઇ—** નાગરીઆ ! ગોકર ! જે ના આવ્યો હોય તેમની બદ્ધાની છહીઓ લઈ લેજો અને કાગર મને આપી જજો.

**નાગરજી—** ભાઈઓ ! ધન્ય છે આજની ઘડીને ! આ ભીમનાથ મહાદેવ સમક્ષ આપણે પ્રતિજ્ઞા લીધી છે તે પાળવાનું ઇશ્વિર આપણને બળ આપો ! ચાલો, આપણે ગાતા ગાતા ગામમાં જઇએ:—

[છોકરાઓ ગવડાવે છે અને બધા ઝીલે છે.]

અમે લીધી પ્રતિજ્ઞા પાળશું રે,
ભલે કાયાના કટકા થાય. અમે૦
ભલે વરસે વરસાદ મહા જુલ્મનો રે,
ભલે તાલુકો ખાલસા થાય. અમે૦
બારડોલીનું નામ નહિ બોળશું રે,
ભલે માથું ને ધડ જૂદાં થાય. અમે૦

---

## પ્રવેશ ૮ મો

---

સ્થળ: **વિક્રમપુર**

[ગામને પાદરે સ્વયંસેવકો પહેરો ભરતા બેઠા છે]

**નાથુ—** અલ્યા ! જાણો છો કે ? કાલના ખબરપત્રમાં ભારે રમૂજ આવેલી ! એક જપ્તી અમલદારે વાડ કૂદતાં ટાંટીઓ

ભાંગી લાયખો. (તાળીઓ અને હસાહસ)

**ભીખો—** અઉવે ! અને બીજાએ એકવાર અંધારામાં ભેંહને બદલે પાડો હાઇ લીધે.. (તાળીઓ અને હસાહસ)

**રણછોડ—** મારી જીએ તો એક દહાડો પરખાવી દીધલું કે તારા જેવા હલાંઠીઆને હારૂ ભેંહ રે'વા દઉં હું જે ?

**નાથુ—** એક દહાડો જપ્તીવારાની મોટર કાદવમાં ગરકી ગઇ. તે નીકરે જ ની. બાપડા ભેરવૈ પયડા ! પછી વલ્લભભાઇની મોટર મેરે રહીને જતી ઓહે તે એમણે મોટર ઉભી રખાવી. અને બિચારાને છોડાયવા.

**રણછોડ—** હાનો દુશ્મન તે એનું નામ.

**નાથુ—** વલ્લભભાઇ ભાષણમાં એવા ટાઢા ડામ દે છે કે ઓહી ઓહીને ગાંડા થઈ જઇએ. એક દહાડો કે' ભેંશો તો ઘેર રહી રહીને મડમોના જેવી ગોરી ગોરી થઇ ગઈ તેથી જપ્તીવારાઓને હમણેં તેમનો જ મોહ લાગ્યો છે ! (તાળીઓ અને હસાહસ)

**સુલેમાન—** અલ્યા ! જો, જો, લલ્લુભાઇએ વાતોમાં ભરૂચ ગુમાવ્યું તે વારી આપણી ના થાય.

**કલો—** હોવે અલ્યા !

**સુલેમાન—** નાથુ ! તું પેલા લીમડા ઉપર ચડી જા અને આઘેથી મોટર આવતી દેખાય કે સાસોટી વગાડજે એટલે અમે નગારૂં વગાડીને ગામને ચેતાવી દઇએ અને બારણાં ભડ.ભડ બંધ થઈ જાય.

**સોમો—** ચલો, અલ્યા ! પેલું હવેનારૂ ગીત ગાઇએ.

**બધા—** હા, હા, હ, ખૂબ મજા પડશે. સોમલા તું ગવડાવ અને અમે ઝીલીએ.

[સોમો ગવડાવે છે અને બધા તાળીઓ પાડીને ઝીલે છે]

**સોમો—** છોકરાઓ રે !

**બધા—** ઓ રે !

**સોમો—** હવે આવ્યો.

બધા— સું સું લાવ્યો ?

સોમો— પઠાણ લાવ્યો, પોલીસ લાવ્યો, મુંબઈના મવાલી લાવ્યો.

બધા— ( ઝીલે છે )

સોમો— એ કેમ કેમ ચાલે ?

બધા— પહેરો પહેરો.

[સીસોટી વાગે છે એટલે દડાધુમ દડાધુમ નગારૂં વાગે છે અને દૂરથી બંધ થતાં બારણાંનો ભડાભડ અવાજ સંભળાય છે.]

નાથુ— (ઝાડ ઉપરથી) રાખો–રાખો. એ તો આપણી છાવણીની મોટર! ઉપર ખાદીની ધજા છે.

રણછોડ— અલ્યા! એ હલાંકીઆ પણ આપણને ભૂલથાપ ખવડાવવા ખાદીની ધજા મૂકવા લાગ્યા છે! બરાબર નજર માંડીને જો.

નાથુ— બેઠેલા ઓરખાય છેને! આપડા ગોકરભાઇ છે. હાથે બીજા ત્રણ ચાર જણ છે. એ સૈરાંઓ છે.

[મોટર ઉભી રહે છે અને તેમાંથી ગોકળભાઈ મુંબઇના પરોણાઓ સાથે નીચે ઉતરે છે]

ગોકળભાઇ— આ સામે દેખાય છે તે ઘરમાં આ વિભાગની છાવણી રાખી છે. જઇ આવીશું ? જરા આરામ લેવાની ઈચ્છા હોય તો.

શીરીનબાઇ—નહિ, જી, થેંક્યુ. તે કરતાં તમારૂં ગામ જ જોઈ આવ્યે.

[સૌ પગે ચાલતાં ગામમાં જાય છે.]

સોમો— ચાલો અલ્યા, પાછા ગાઇએ. (ગવડાવે છે.)

ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે;

શૂરા જાગજો રે કાયર ભાગજોરે. ડંકો વાગ્યો.

[બધા ખુબ તાનમાં આવીને ગાવા મંડી જાય છે.

ગોકળભાઇ—આ જુવાન છોકરાઓ સવારથી સાંજ સુધી ચોકી કરતા રહે છે. નાનાં નાનાં છોકરાઓને પણ એવો રસ પડી ગયો છે કે દૂરથી આવતી જતી મોટરનો જરાક અવાજ સંભળાય કે દોડતાં જઇને બધાંને ખબર આપી દે છે.

શીરીનબાઈ—-આવી સખત ગરમીના દિવસમાં આખો દિવસ સ કડા ઘરોમાં પૂરાઇ રહેવું એ કાંઇ ઓછી આફત કહેવાય ? બિચારાં જાનવરને માથે બી કાંઈ થોડી આફત છે ! બિચારી ભેંસો તો ઘોરી પૂની જેવી થઈ ગેઇચ.

ગોકળભાઇ— જપ્તીમાં પકડાઇ તેમાંની તો કેટલીએ મરી ગઇ ! અમલદારોએ માણસ ઉપરનો ગુસ્સો મૂંગાં જાનવરો ઉપર કહાડવા માંડયો છે.

નવાજભાઇ— પન તે છતાં હુ તો તમારા લોકોની અને ખસુસ કરીને બૈરાંઓની ધીરજને એડમાયર કરૂંચ. તમે જોયું કેની શીરીનબાઇ ! ગામમાં મરદ કે સ્ત્રી કોઇના ચહેરા ઉપર જરા બી ફિકરની નિશાની છે ? બધાંએ એકદમ ફિયરલેસ થઇ ગીયાંછ. એમના મ્હોનાં ઉપર નૂર કેવું આયુંચ ? હું તો જાઉંછ તાં એજ બીના જોઉંછ કે આય લોકો ઉપર આટઆટલું ગુજરીયુંચ તોબી બિચારાં કેવાં સબૂરી પકરીને બેઠાંચ ?

શીરીનબાઇ—જાને પ્લેગ ચાલીઓ હોય અને બધું ગામ ખાલી થઈ ગીયું હોય તેમ બધું સુમસામ બની ગીયું ચ. ગોકરભાઇ આવા દેખાવો જોતાં મારી નસોમાંનું લોહી થીજી જાયચ. ખોદાય આ જુલમ ખસુસ નહિ સાંખે !

પદ્મકાંત— દિવસે ગામમાં આટલી ચૂપકીદી અને ગમગીની પણ રાતના વલ્લભભાઇ ભાષણ આપવા આવે ત્યારે જાણે આખું ગામ ઉજાણીએ નીકળ્યું હોય એટલો આનંદ અને ઉત્સાહ ! અમે મુંબઈ જઈને જરૂર એજીટેશન કરીશું અને મુંબઇના લોકોની સિમ્પથી જેટલી ખેંચી શકાય તેટલી ખેંચીશું.

[પરોણાઓ ગોકળભાઇ સાથે મોટરમાં બેસીને બીજે ગામ જવા રવાના થાય છે. છોકરાઓ વંદેમાતરમ્ અને મહાત્મા ગાંધીજીની જય એવા પોકાર કરે છે.]

રણછોડ— અલ્યા જાણે કે ? પેલો આંખમોયલો વાણીઆ હાથે ખૂબ ધૂસપુસ કરે છે જો.

સોમો— કરવા દેની. એમાં એની જરાએ ભાજી પાકે એમ નથી.

**પરાગજી—** બધા વાણીઆ હમજી ગીયા છે. જો ખેડુતથી જૂદા પડયા તો હવાર થઈ જવાની છે.

**ભીખો—** વનેચંદનો ભરોંહો ની જો.

**રણછોડ—** હવે તો એ પણ ઠેકાણે આવી ગીયો છે. પહેલે પહેલે એણે ગામને ફોડવાનાં ફાંફાં મારી જોયાં પણ રામા પટેલે ખૂબ લેવડાવ્યો અને વાલોડવારી વાત જાણી તારથી શેહ ખાઇ ગીયો છે.

**ભીખો—** એની જમીનો વેચાઇ ગઇ તેનું શું?

**રણછોડ—** એ તો બદ્ધી જેની તેને પાછી મળવાની છે. તમે જોયા કરો ને.

[સીસોટી વાગે છે અને એક છોકરો નગારું પીટવા મંડી જાય છે. એક મોટર નજીક આવી પહોંચે છે.]

**સુલેમાન—** આ તો બીજો કોઈ આવ્યો લાગે છે.

**નાથુ—** (નીચે ઉતરતાં) એ જ છોટો કમિશનર.

**ભીખો—** અલ્યા! ગામમાં પેઠો હોં.

**રણછોડ—** થોડી વાર પર જ હું બધે ફરી આવ્યો છું. એકેએક ઘર હપ્પટ બંધ છે.

[અમથો દોડતો આવે છે.]

**અમથો—** અલ્યા! પરાગા ફજારાના ઘરમાં પેઠો! મારો બેટો પઠાણ લઈ આવ્યો છે પઠાણ.

**પરાગજી—** એ સાલા પઠાણ ગામના ખુણખોચરાના ભોમિઆ થઈ જહે તો રાત વરત ચોરીઓ કરવાના.

**નાથુ—** એ તો બધા જ ચોર. મુંબઈની પોલીસ તો એદાને પકડી પકડીને કાઢી મૂકે છે. સરકારને કોઇ ન મળ્યા ત્યારે આ મવાલીઓ સાથે દોસ્તી બાંધી.

**રણછોડ—** ચાલ નાથુ! આપણે છોટો કમીશ્નર કેવી ધાડ મારે છે તે જોઇ આવીએ. [બેઉ જાય છે.]

**ભીખો—** સરકારે તો પઠાણોને "નમૂનેદાર" કહ્યા. એ સાલાઓએ ચોરીઓ કરી, તળાવ કૂવા પર બૈરાંને સતાવ્યાં, એક બે ઠેકાણે લોકોને માર્યા, એક સ્વયંસેવકના ઉપર છરો ઉગામ્યો. આનું નામ નમૂનેદાર વર્તન.

પરાગજી— પણ વલ્લભભાઇએ એનો એવો આબાદ જવાબ આપ્યો કે જો તમારા પઠાણની વર્તણુક નમૂનેદાર કહેતા હો તો તમારા અમલદારોને પણ તેમની નકલ કરવાનું કહોને.(હસાહસ)
[રણછોડ અને નાથુ પાછા આવે છે.]

રણછોડ— રોજ લોકે ને કહી કહીને ડાચાં દુખી ગયાં તોયે આજ પરાગા ફકીરાની બાઇડી બારણું ઉઘાડીને બહાર નીકળી તેવો જ છોટો કમીશનર પઠાણોને લઇને ઘૂસ્યો તેના ઘરમાં.

ભીખો— પછી ?

રણછોડ— પછી શું ? બે ખાટલા અને એક મજૂસ જપત કરી અને કોઠીમાંથી જુવાર ખલવાવી. છોટો કમીશનર એક પઠાણને કહે કે તું ખાટલો ઉંચકી લે. પણ તેણે તો એવું ભજનીયું સંભળાવ્યું કે છોટો કમીશનર ઠંડોગાર થઇ ગીયો. (હસાહસ) પછી મોટરવારાને કહે કે તું મોટરની છત્રી હાથે ખાટલો તાણી બાંધ. પણ એ મીઓ એને પત કરે ? તે કહે તમારી અકકલ ઠેકાણે છે ને ? (હસાહસ) વેઠીઆને ગાડાં લેવા પોલીસના સિપાઇ ગયા છે, ચાલ, ભીખા, આપણે ફરી વળીએ એટલે એને ગાડું ને વેઠીઆ કશું જ ના મળે.

[બેઉ જાય છે]

સુલેમાન— મને તો આપણા કરતાં આ બાપડા અમલદારોની દયા આવે છે. એમને પેટને માટે કેટલાં અપમાન વેઠવાં પડે છે, કેટલાં નહિ કરવાનાં કામ કરવાં પડે છે! એમની ઇજ્જત તો કોડીની થઈ ગઇ ! આગ પડો એ નોકરી પર!
(એક સ્વયંસેવક છાવણીમાંથી તાજાં ખબરપત્ર લઈ આવે છે અને બધા લૂંટાલૂંટ કરીને વાંચવા મંડી જાય છે.)

નાથુ— અલ્યા જોયું કે ? નાની ફરોદવારા ભવાન હીરાનો કીસ્સો? બીચારા ગાય જેવાને છ મહિનાની સખત મજૂરીની સજા. ગુન્હામાં શું ? જપ્તીદારને ઘરમાં પેસતો અટકાવવા એની બાઇડી બારણું બંધ કરવા જતી હતી તેવામાં ચેલાનો પગ દબાઇ ગીયો. એ બૈરી પણ ખરી હોં. ધણીને વળાવતાં એ બોલી તે જોયું કે ? (વાંચે છે)
" જો જો હો, ઢીલો બોલ ન નીકળે. માજીસ્ટ્રેટને કહેજો

કે તારાથી દેવાય તેટલું દુખ દેજે. મારી સામું કે છોકરાં સામુ રખે જોતો. હિમ્મત રાખજે અને ખખડાવીને જવાબ દેજો. હું કરૂં, મારા ઉપર કેસ ની માંયડો; નીકર બતાવી દેતે. મણ દરવા આપે તો દોઢમણુ દરીને ફેંકી દેતે. મારા ધણી જેલમાં જવા તો તીયાર છે. પણ જરા ઠંડા સભાવના અટલે બોલતાં ની આવડે. આવે વખતે તો એવા જવાબ દેવા જોયે કે હરકારમાં હોય તેટલાં બધાંને યાદ રહી જાય."

[છોકરાઓ શાબાશ શાબાશના પોકાર કરે છે. એટલામાં છોટા કમીશનરની મોટર ગામમાંથી નીકળીને સડક ઉપરથી ચાલી જાય છે,]

**પરાગજી—** પેએઅલો હલાંડીઓ ચાઇલો !

**બધા—** વંદેમાતરમ ! વંદેમાતરમ !



## પ્રવેશ ૯ મો

**સ્થળ: વિક્રમપુર**

[રામભાઇ પટેલના ઓટલા ઉપર કેટલાક પટેલીઆઓ છાપાં વાંચતા અને વાતો કરતા બેઠા છે]

**કાળો—** આપણા લોક આવા મકકમ રહેશે તે તો હરકારે નોતી માનતી ને આપણે એ નોતા માનતા. મારો બેટો ખરેખરો હંચો ગોઠવાઇ ગીયો.

**જીવણજી—** મુંબઈના ને બહારના લોક જોવા આવે છે તેમની તો આંખ જ ફાટી જાય છે, પેલી પારહીની પોરીઓ તો ગરગરી થઇ ગેઇ.

**કાળો—** બહારનાઓને લાગે છે તેનું ચાર આનીઓ દુખ આપણને દાખવતું નથી. આવું જાણ્યું એ નોતુ ને હાંભર્યું એ નોતુ.

**રામભાઇ—** કલેકટરે શુભ વચન છપાવીને વહેંચ્યાં તેને એ લોક ધોળીને પી ગયા. અને લોક ખાસા બેતી કરતા થઇ ગીયા કે જાણે છત્યાગરહ થીઓ જ નથી. ખરી પણ

વલ્લભભાઈએ બજાવી હો. ચાર ચાર મહિના સુધી લોહીનું પાણી કરી લાખ્યું.

જીવણજી— તાર વના લોક કાણુમેં રે' ખરૂં કે ? એક તો ન્યાતનો! બંદોબશ થઇ ગીયો અને પછી વલ્લભભાઈએ ભાછણુ આપી આપીને લોકનો ભે ભાગી લાયખો. છરકારને કે હવે પઠાણુ લાવ કે પઠાણુના બાપને લાવ. જખ મારે છે! [ગુલાબચંદ આવી ચડે છે.]

ગુલાબચંદ— હજી ખરી તવણી હવે આવવાની છે. એમ ફૂલાઇ જવાનું નથી.

રામભાઇ— તાવણી કરી કરીને હું કરી લાખવાનો ઉતો ? ખાલસા કરેલી અને વેચ્યા મારેલી જમીન એ ખેડાઈ ગઇ. હવે કાપણી કરતી વેરા જોઇ લેવાહે. ભાત તો રાતમાં ને રાતમાં વાઢીને સફાચટ કરી લાખીહું. જુવાર નહિ લણાય તો ભેલાડી મૂકીહું. પણ એને ભાગ તો એક દાણો ની જવા દઇએ.

ગુલાબચંદ— તમને અજી ખબર નથી. મુંબઇનો પોલીસ કમીશનર આવ્યોતો તે બધે ફરીને જોનો ગયો છે. લશ્કર કયાં કયાં ગોઠવી દેવું તેનો ઘાટ ઘડાતો છે, અને છાવણીઓ નાખવાની તૈયારી ચાલે છે. મને પાકે પાયે વાત મળી છે. ગવર્નર એના ભાષણુમાં બોલી ગયો છે તે જોયુંને ? રાજ કોનું છે ? અંગ્રેજ સરકારનું છે કે વલ્લભભાઇનું ? સરકાર તાપ બતલાવ્યા વગર રહેવાની નથી.

કાળો— તારે એવો ઉભો તારે દોડયો દોડયો દૂરત હુધી આયપો હું ખાવા ? વલ્લભભાઇ તો બહારના માણુહ ! તે બહારના માણુહને મલવા અવ્યા વગર છુટકો થીઓ ? કલેકટરે ખેડૂતના પરતીનીધીઓને બોલાવ્યા પણ કોઇપણ ગીયું ની. તારે હરવારે તેડાવ્યા વલ્લભભાઇને.

ધનો— એ તો ધારાછભાવારામાં મીઠું ની મરે તીમાં. બાકી મારા જેવો હોય તો ખખડાવીને હંભરાવી દે કે અવે અમને હું કરવા પૂછવા આયવા છો ? અમે અરજીઓ કરી, છવાલ પૂછ્યા તારે તો કાને હાથ દઇને બેઠેલા ! હવે

તમે જાણો ને બારડોલીના ખેડુત જાણે. જાઓ, બારડોલી કરી આવો જે કરવું હોય તે.

રામભાઇ-- એવું કહેવાનું કેટલા હેરતું થાય છે? ધારાછભાવારા અને મુંબઇના હેડીઆઓ ધરૂજી ઉઠ્યા. મારા ભઇ! દૂખ વેઠીએ તો અમે વેઠીએ, માર્યાં જઇહું તો અમે માર્યાં જઇહું અને તમે તાં રીયા રીયા હું કરવા ધોતીયાં છેડી લાખો? અને મુંબઇથી પુના અને પુનાથી મુંબઇ હડીઓ કાઢો?

ગુલાબચંદ— સરકારે ધારાસભાવાળાને માથે ટોપલો ઓરાડયો પણ મનમાં તો બરાબર સમજી ગઈ છે કે સુલેહ કરવી જ હશે તો વલ્લભભાઈ વગર લગારે થવાની નથી. પણ સરકારને સીધી રીતે વલ્લભભાઇની હાથે વાતચીત કરતાં નાનમ લાગે છે તેમાં ધારાસભાવાળાઓને હોળીના નાળીએર બનાવ્યા છે

કાળો— અમે તો બારડોલી મહાત્માજીનાં દર્શન કરવા ગીયા'તા તારે કહી આયવા કે વલ્લભભાઈને માથાં આપ્યાં છે; નાક નથીં આપ્યાં. અમારી સામું જોઇને જરાએ નમતું આપવું નહિ. લશ્કર આવશે તો લશ્કર જોઈહુ અને તોપો કેવી ફૂટે છે તેઓ જોઈહુ. એટલો લાવો લેવાનો વરી હું કરવા બાકી રહી જાય? કર્યું તારે વરી પૂરૂં. પડ પડ તારે હદાવડી

જીવણ— તેવું થહે તો ગાયકવાડી કયી આઘી છે? તહિં નાહી જઇહું.

રામભાઇ— મોત આવહે તો પાતારમાં પેહતાં એ કોઇને મૂકવાનું નથી. ગાયકવાડીમાં જવું હોય તે જાય પણ બીને જવાની વાત બોલો તે ખોટી. એ તો હરકારને આપણે બતાવી આપવું છે કે દેશવટો લેવાને ઓ અમે તીયાર છીએ. ખેડુનો પોયરો જાં જહે તાં નવાં ભોંય ભાઠાં હંપાડી લે એવો છે. એનાં કાંડામાં જોર છે. બાકી છત્યાગરહ માંયડો તારથી આપણે મોત તો મૂઠીમાં લઇને ફરીએ છીએ.

ગુલાબચંદ— બારડોલી ગાંધીજી હોડે જઇને આવું તેવું કહ્યું હશે તે ટાઇમસમાં છપાઈ ગીયું. ટાઈમિસનો ખબરપત્રી તહિં જ

હતો. તેણે લખી વાર્યું કે આખો તાલુકો ખાલી કરવાની તીયારી થઇ ગઇ છે. જે થયુ તે હારૂ થયુ. હરકારના કાન ઉઘાડયા.

**જીવણુ—** તે વરી ટાઇમિસવારૂં હુ, ગુલબા!

**ગુલાબચંદ—** એ તો સરકારી પેપર છે. પહેલે તેણે ખૂબ ગુલબાનાં ઉરાડયાં કે બારડોલીમાં બળવો જાગ્યો છે. કાગનો વાઘ કરી મેલ્યો. તેનો ખબરપત્રી બધું જોવા આવ્યો અને પછી તેણે લખ્યું કે બારડોલીમાં સરકારનું રાજ નથી. વલ્લભભાઇનું રાજ છે. મામલતદારને દાઢી બોડાવવી હોય તો વલ્લભભાઇની રજા વગર હજામ દાઢી બોડવા ના આવે એટલે હુધી વાત વધી ગઈ છે. બારડોલીમાં અઢીસેં સ્વયંસેવકની ફોજ ખડે પગે ઉભી છે. કેદ તો તેમને મનથી રમત છે. આવું આવું ખૂબ લખી વાયરૂ. જોઇએ હવે હું તરજુમો થાય છે. વલ્લભભાઇ પરમ દહાડાના પુને ગયા છે. છેલ્લી વારની મસલતો ચાલતી ઓહે. (કાન માંડીને) અલ્યા! આ હેની કીકીઆરી છે?

[આનંદથી ઉન્મત્ત બનેલા સ્વયંસેવકો નાચતા અને કૂદતા ચાલ્યા આવે છે.]

**સ્વયંસેવકે—** વિજય! વિજય! બારડોલીનો વિજય! સત્યાગ્રહનો વિજય! મહાત્મા ગાંધીજીની જય!

(ગાતા ગાતા જાય છે.)

હાક વાગી વલ્લભની વિશ્વમાં રે,
તોપબળીઆને કીધો મ્હાત. હાક૦
પ્રાણ ફૂંકયા ખેડુતના હાડમાંરે,
કાયરતાને મારી લાત. હાક૦

હાથ હેઠા પડયા સરકારના રે,
વધી સત્યાગ્રહીની સાખ. હાક૦

જીત ડંકો વગાડયો વિશ્વમાંરે,
બારડોલીનો જયજયકાર. હાક૦

[ સ્વયંસેવકો પસાર થઇ જાય છે. ]

**રામભાઇ—** સમાધાન થયું પણ આપણો અને હરકારનો બેઉનો એક એક ઓરીઓ રહી ગયો. હરકાર જાણવાની કે લશ્કરનો તાપ બતાવ્યો હોત તો રૈયત નમી જાત. આપણને ઓ લશ્કર ને તોપો જોવાનો ઓંહ રહી ગયો.

**ધનો—** એ તો હરકાર હમજી ગઇ કે બારડોલીની કાંહે આખો દેશ ઉભો થઇ જહે અને એમાંથી વાત વધી જહે ને કીસમાંથી છવરાજની લડાઇ ઉભી થહે.

**ગુલાબચંદ—** રૂશીઆમાં એમ જ થયું'તું. પણ આપણે માત્ર મહેસુલની ફરી તપાસ કરાવવાના આપણા હક માટે જ લડતા હતા. તેમાં આપણે જીત્યા છીએ. આ રાજ્યના પાયામાં એવા એવા સેંકડો અન્યાય છે. તે બધાંની સામે એક પછી એક લડતાં પાર આવે એમ નથી. આખા રાજતંત્રની સામે લડીને એકવારનો હિસાબ કરી નાખીએ એટલે બસ. મહાત્માજીને ઇશ્વર આયુષ્ય આપશે તો તેવો વખત પણ આવશે અને રામભાઇની લશ્કર જોવાની અને તોપોના ધડાકા સાંભળવાની હોંશ પૂરી થશે. આ લડાઇમાંથી આપણે ખુબ ઘડાયા છીએ. હું તો પાપ-છુટી વાત કરૂં છું. ગામ ભેગું થયું અને સત્યાગ્રહની પ્રતિજ્ઞાઓ લેવાઇ ત્યારે ગામથી વિરૂદ્ધ થવાની બીકને લીધે જ મેં પ્રતિજ્ઞા લીધેલી. પણ લડાઇનો રંગ જામ્યો

તેમ તેમ મારો ભેંરૂ ભાગતો ગયો અને હવે ફરીથી લડવાનો મોકો આવે તો હું કોઇથી પાછળ નહિ પડું.

**રામભાઇ**— ચાલો, ચાલો, આપણે ભીમનાથ મહાદેવના ચોકમાં ગામ ભેગું કરીએ અને વિજયનો ઓચ્છવ કરવાનું હઉને કહી દઇએ.

**ગુલાબચંદ**— છાવણીમાંથી હું ખબર લાવ્યો છું કે આજથી ચોથે દહાડે મહાત્માજી આપણે ત્યાં પધારવાના છે ત્યારે જ ભેગાભેગો ઉત્સવ કરીશું તો વધારે શોભશે. તે દહાડે બધા ઘેર ઘેર આસોપાલવાનાં તોરણ બાંધે, આંગણામાં સાથીઆ પૂરે અને રાત્રે રોશની કરે.

[ બધા મહાત્મા ગાંધીજીની જય બોલીને ઉઠી જાય છે. ]

( સમાપ્ત )



# નવયુગ પ્રકાશન મંદિર

## શિષ્ટ અને શુદ્ધ સાહિત્યઃ રાષ્ટ્રભાવનાં પ્રેરક પુસ્તકો

## ( સેટમાં ઘટાડેલા ભાવો )

---

### (૧) વીસમી સદીની ગુલામી

લેખકઃ મહાન ચિન્તક ટોલ્સ્ટોય. (કાકા સાહેબની ચેતવણી સાથે) આ અતિ મહત્ત્વના વિચારપ્રેરક પુસ્તક વિષે કાકા કાલેલકર લખે છે, "આ ચોપડીના વિચારો ક્રાંતિકારક છે. હિંસા ઉપર આધાર રાખનાર, સામાજીક અન્યાયને ટેકો આપનાર દરેક સરકારની આ ચોપડી હાડવેરી છે. દરેક અન્યાયી સરકારે આ ચોપડીનો પ્રચાર એકદમ અટકાવવો જોઇએ. ગમે તેટલી સૌમ્ય અને સાદી ભાષામાં લખેલા હોય, તો પણ આવા વિચારો આગળ કોઇ પણ જોહુકમી સલ્તનત સલામત નથી. કાયદાથી સ્થાપિત થયેલી સરકારો વિષે આ ચોપડીના મનમ બિલકુલ આદર નથી. ધર્મ ઉપર બન્ધુપ્રીતિ ઉપર, દીનોની દાઝ ઉપર રચાયેલી સરકારજ આ ચોપડીને માન્ય છે. આ ચોપડીનો પ્રચાર એટલે જોહુકમીનું મોત! તમામ જુગલ-ગારોને ચેતાવું છું કે આ ચોપડી અહિંસક હોવા છતાં તમારી દુશ્મન છે; આની ઉપેક્ષા નહિ કરતા. અને આવી ચેતવણી આપીને વાચકોને ભલામણ કરૂં છું કે તમારા કલ્યાણને અર્થે આનો સ્વીકાર કરો."
ઘટાડેલી કિંમત ૦—૪—૦

### (૨) ગૂજરાતનું નૂર

લેખકઃ શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઇ. દરબારશ્રી ગોપાળદાસભાઇના જ્વલંત ત્યાગનું, ઢસાના નમુનેદાર લોકતંત્રનું એમના રામરાજ્યનું. શ્રીમતી ભક્તિ-બાના સમર્થ મનોબળનું, અને એજન્ટોની જોહુકમીનું તાદશ બ્યાન વાંચવું હોય તો આ પુસ્તક અવશ્ય મંગાવો. એમાં ૭ ફોટાઓ છે. પૃષ્ટ સંખ્યા ૩૦૦ ઘટાડેલી કિંમત ૦—૧૨—૦

**(૩) પ્રેમ (લેખક, સ્વ૦ શ્રી અશ્વિનીકુમાર દત્ત)**

પ્રેમને નામે વેચાતા મોહથી બચવું હોય, અને દિવ્ય જ્યોતિર્ધામનાં દર્શન મેળવવાં હોય તો આ 'પ્રેમ' તમારો જીવનપંથ ઉજાળ્યા વિના રહેશે નહિ. યુવાન અને યુવતિઓને સાને આ પુસ્તક માર્ગપ્રેરક નીવડશે. ઘટાડેલી કિંમત ૦-૪-૦

**(૩·૪) એક નિહિલિસ્ટની આત્મકથા (બે ભાગમાં)**

પ્રયોજકઃ શ્રી પરાગજી દેસાઈ. રશિયામાં ઉથલપાથલ કરાવી મૂકનારા દિવસો લાવનારી આપખુદીનાં દારુણ ચિત્રોની સાથે, સ્વતંત્રતા માટે મરણિયા થઈ પડેલા અનેક દેશભક્તોની રોમાંચક કથા વાચકો માટે રસદાયી ને બોધપ્રદ નીવડશે. પહેલો ભાગ પૃષ્ઠ સંખ્યા ૧૫૫. બીજો ભાગ પૃષ્ઠ સંખ્યા. ૧૬૦. ઘટાડેલા ભાવ બંનેના મળીને ૦-૧૨-૦

**(૬) મહાત્માજીના જીવનપ્રસંગો**

લેખકોઃ શ્રી પરાગજી દેસાઈ અને શ્રી રાવજીભાઈ પટેલ. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ યુદ્ધના બે લડવૈયાઓને હાથે લખાયેલા આ પુસ્તકમાં જગતના પરમ પુરૂષોત્તમ મહાત્માજીના ઉન્નત જીવનની પિછાણ થશે. ઘટાડેલો ભાવ. ૦-૨-૦

**(૭-૮-૯) બાલવાડી (ત્રણ ભાગમાં)**

સંગ્રાહકઃ શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઈ. બાળકોને જ્ઞાન સાથે ગમ્મત આપે એવાં આ પુસ્તકોમાં ગુજરાતની પ્રાસાદિક કવિતાઓની રસભરી ગુંથણી કરવામાં આવી છે. ત્રણે ભાગની ઘટાડેલી કિંમત ૦-૭-૦

**(૧૦) બાલપ્રાર્થના** સુંદર બાલપ્રાર્થનાનો સંગ્રહ કિંમત ૦-૧-૩

આ ઉપરાંત અમારે ત્યાં અનુલેખનમાળાના ૫ થી ૬ મણકાઓ દરેક ૦-૧-૬ની કિંમતે વેચવામાં આવે છે. ઉપર જણાવેલા ભાવોમાં ટપાલ ખર્ચ જુદું ગણવામાં આવશે. આખો સેટ લેનારને જ ઘટાડેલા ભાવોનો લાભ મળશે; છૂટક લેનારને મૂળ કિંમતજ આપવી પડશે. આ ઉપયોગી સાહિત્ય મંગાવવા માટે આજે જ લખોઃ—

વ્યવસ્થાપક,

**'નવયુગ' પ્રકાશન મંદિર**

લીમડાચોક,—સુરત